વાંચીને વીવેકી થાવ.

# सुरजी विलास.

એટલે

પુજ્ય સાહેબ શ્રી ૭ ડુંગરશી સ્વામીના શંઘાડાનાં ગાદીધર માહા પુરૂષ દેવજી સ્વામી પ્રત્યે બનાવેલી કવિતા.

---

રચનાર.

## માં. અમરચંદ ભવાન મેગણીવાળા.

### दोहरो.

पापी गुरुनो प्रेमरस, पापी गुरुनुं ज्ञान;
पापी दया प्रसादीने, पापी धर्म रसपान.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

માં. કપુરચંદ ભવાન બુકસેલર.

મેગણીવાળા.

---

અમદાવાદ.

પાનકોરનેનાકે ઘાંચીની વાડીમાં "એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ"માં નથુભાઈ રતનચંદે છાપી.

---

સંવત. ૧૯૪૬ સને ૧૮૯૦.

સોહુ ભાઉં ને ભીખેશ્વર ભાવ.

અકીલવંતના બુદ્ધિ હીન ગાળ.

સસ્તી સુખડી ને કચ્છની ખાવ.

# अर्पणपत्रीका.

આપણા જૈનધર્મમાં ચાર તીર્થ કહ્યાં છે સાધુ, સાધવી, શ્રાવકને, શ્રાવીકા, એ ચાર તીર્થ સીવાય બીજુ તીર્થ નથી તે સાસ્ત્રે કહ્યાં છે તેવાં ને તેથી ઉત્તમ કોઈને નહી ધારતાં આ લઘુ ગ્રંથ હું ઘણા આદરમાન અને સત્કાર પૂર્વ તે- તેઓને અર્પણ કરૂં છું માટે કીપા કરી સ્વીકારશે.

હું છું આપનો હમેશનો તાબેદાર.

સેવક. અમરચંદ ભવાન. મેંગણી.

૪૩૯૪

# सुरजी विलास.



## वंदनाष्टक. देशी बनजारानी.

હું જાઉ તમપર બલીહારી, આ વંદના છે ગુરૂ મારી;
મહા મોહનો પાસ તોડાવો, ભવ બંધનથી છોડાવો;
બહુ બોધીક છો બ્રહ્મચારિ, આ વંદના છે ગુરૂ મારી. ૧
કરૂં વંદના બે કરજોડી, વળી માન દેહનું મોડી;
બણું તીખુતો ત્રણુ વારિ, આ વંદના છે ગુરૂ મારી. ૨
હું અપરાધીરે અભાગી, મુને લુબ્ધા ભવની લાગી;
હજો કૃપા સદાય તમારી, આ વંદના છે ગુરૂ મારી. ૩
રહ્યા પાપ થકી ગુરૂ દુરે, વશી દયા તમારે ઉરે;
તમે તજ્યાં કુટંબ પરીવારી, આ વંદના છે ગુરૂ મારી. ૪
થયો સફળ દીનતો આજે, મુને મળ્યા મોહા મુનીરાજે;
ઠીક થયા વળિ દેદારી, આ વંદના છે ગુરૂ મારી. ૫
કરે સ્વારથની સહુ પ્રીતી, તે તજી ગુરૂજી રીતી;
પરમારથના ઉપગારી, આ વંદના છે ગુરૂ મારી.
ગુરૂ જીયાં તમે વિચારો છો, બહુ જીવને બોધ કરો છો;
છોડાવો અઘની યારી, આ વંદના છે ગુરૂ મારી. ૮
આ અમરચંદની અરજી, ધરો ધ્યાન મધ્યે ગુરૂજી;
અતિ વિવેકીને આચારી, આ વંદના છે ગુરૂ મારી. ૭

દોહરા.

ગુરૂ ગ્યાની ધ્યાની સદા, નીરમાની ગુરૂ રાજ;
ગુરૂ તણા ગુણ વરણતાં, સુધરે સઘળાં કાજ. ૧
મહીમા અપરમપાર તે, ગુરૂ તણો જગ માય;
સમરથ વરણવી નવ શકે, મુજથી કેમ ગણાય. ૨

---

## ઢાળ ૨ જી. ગુરૂ મહીમા વર્ણન.

(સુણો દીલ્લી તખ્ત ધરનાર ક્ષત્રી કલંક કેમ લસરે,) એ રાગ.

તમે માનો વચન મહારાજ, ગુરજી ગુણવંતારે;
અમે કર જોડી કહીયે આજ, ગુરૂજી ગુણવંતારે. ૧
એમ સાધ મારગ છે કઠિણ, ગુરૂજી ગુણવંતારે;
તેતો નવ સમજે મતિ હીણ, ગુરૂજી ગુણવંતારે. ૨
જ્યાં જાઓ તીયાં કરવો છે બોધ, ગુરૂજી ગુણવંતારે,
નથી તમારે તો વૈર વિરોધ, ગુરૂજી ગુણવંતારે. ૩
કરો સબળનેં સ્વામી અબળ, ગુરૂજી ગુણવંતારે;
જેનું વધી ગયું વિસેસ પ્રબળ, ગુરૂજી ગુણવંતારે. ૪
થસે ધરમનો લાભ વિશેષ, ગુરૂજી ગુણવંતારે;
અમે દરશન કીજીયે હમેશ, ગુરૂજી ગુણવંતારે. ૫
થઈએ દેશના સુણી દીંગમુંઢ, ગુરૂજી ગુણવંતારે;
જેમાં અરથ રહ્યા અતી ગુઢ, ગુરૂજી ગુણવંતારે. ૬
જેમ અમીરસ કેરી હોય ખાણ, ગુરૂજી ગુણવંતારે;
એવી સંભળાવો છો શુભવાણ, ગુરૂજી ગુણવંતારે; ૭
અન્યમત કેરા મળે છે અપાર, ગુરૂજી ગુણવંતારે.

તે તો કહેછે જયજયકાર, ગુરૂજી ગુણવંતારે; ૮
સુણો હરણ હાથીને પતંગ, ગુરૂજી ગુણવંતારે.
મધુકર મીન મન ઉછરંગ, ગુરૂજી ગુણવંતારે ૯
એક એક પ્રમાદે મરે જેમ, ગુરૂજી ગુણવંતારે.
રાખે પાંચ તેનું થાયે કેમ, ગુરૂજી ગુણવંતારે; ૧૦
એક પ્રમાદ સહન નવી થાય, ગુરૂજી ગુણવંતારે;
તમે પાંચેને વશતો કીધાય, ગુરૂજી ગુણવંતારે. ૧૧
એવો મહામંત્ર રાખો આપ, ગુરૂજી ગુણવંતારે;
તેથી તમને ન વળગે પાપ, ગુરૂજી ગુણવંતારે; ૧૨
પક્કા નિયમ પાળો છો જાવજીવ, ગુરૂજી ગુણવંતારે;
તેને પુન્યે મળશે પદ શીવ, ગુરૂજી ગુણવંતારે. ૧૩
બુદ્ધિ તમારી છે ઉરણુ નાભ, ગુરૂજી ગુણવંતારે;
તુમ દરસનનો લૈએ લાભ, ગુરૂજી ગુણવંતારે ૧૪
એવી વચનમાં ગુંથણી ગુંથાય, ગુરૂજી ગુણવંતારે;
જેના અરથ અનેક ગણાય, ગુરૂજી ગુણવંતારે. ૧૫
માનો સુર ઇન્દુ કેરૂ વચન, ગુરૂજી ગુણવંતારે.
હુંતો વશ થયો પુન મન તન, ગુરૂજી ગુણવંતારે; ૧૬



## સંવત ૧૯૪૪ ની સાલનું ચોમાસું ગોંડલનું તેનું વર્ણન.

### ढाळ २ जी. देशी बनजारानी.

ક્યાં સુખ સંસારી ખારાં, સુરજી સ્વામી ગુરૂ પ્યારા

તમે તરણુ તારણુ મુનીરાજ, સીધ થાય અમારાં કાજ.
અમે ગુણુ ગાઈએ તમારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૧.
ગુરૂ આપ તણાં દરસન, અમને લાગે પરસન,
વીકટ મગ વીચર નારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૨
તમે સમરથ છો ગુરૂ દેવા, હું કરૂં તમારી સેવા.
અમે રૈએ ન તમથી ન્યારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા ૩
ગુરૂ દેવ અનેકજ દીઠા, તમ સમ કોય ન લાગે મીઠા.
બહુ કઠિણુ તમારા ધારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૪
ગુરૂ પાંચ મહાવ્રત જેહ, તે પાળો નીઃસંદેહ;
બહુ જ્ઞાન ગુણુ ભંડારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૫
ગુરૂ છકાય જીવની ધાત, તે સ્વપ્નામાં નહી વાત;
સત ભય આઠ મદ હણુનારા; સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૬
નવ વીધનું જે બ્રહ્મચર્ય, તે પાળો છો ધરી ધૈર્ય;
દશ વીધ (જતી) ધર્મ ધરનારા, સુરજી સ્વામી ગુરૂજી; પ્યારા. ૭
એકાદશ પડીમા જેહ, વળી શ્રાવકની છે તેહ;
તેનું જાણુપણું કરનારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૮
દ્વાદશ ભીખુ પડીમા જેહ, ગુરૂ જાણો છો વળી તેહ;
સત્તર ભેદે (સયંમ) પાળનારા. સુરજી સ્વામી. ગુરૂ પ્યારા. ૧
ગુરૂ જ્ઞાનતણા ભંડાર, નેહે નમીયે આવાર;
રહો દુનીયાંથી વળી ન્યારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૧૦
ગુરૂ જ્ઞાન તણા છો દરિયા, લોચન કરૂણાયે ભરીયા;
તમે કર્યા ધરમ વધારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૧૧
ગુરૂ તમે બહુ ઉપગારી, તમે તાર્યાં અતિ નરનારી;

બહુ જીવને સુખ દેનારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૧૨
મદમચ્છરને જે મમતા, તેથી દુરે જઈ ભમતા;
બહુ કર્મ તમે નીવાર્યા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૧૩
ગુરૂ સંતોષમાં છે યારી, વળી સમતા છે બહુ પ્યારી;
ભય મરણુ નહી ધરનારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૧૪
દરસન દીઠે સુખ થાય, દુઃખ દુરે સહુ પળાય;
આમુજ્ઞને બોધવનારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા; ૧૫
ગુરૂ આપ સરવથી મોટા, તમે તજ્યા પ્રપંચજ ખોટા;
મધ્યચંદ પરખદા તારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૧૬
ગાજે ખુશી રહે મોર, જેમ ચંદ્ર અને ચકોર;
જલજ જલે નહીં ન્યારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા. ૧૭
ગુરૂ ગોંડલપુર ચોમાસ, તમે વસ્યા કરીને વાસ;
વળી સરવ થકી ગુણુ સારા, સુરજી સ્વામી ગુરૂ પ્યારા.૧૮
સુરઇંદુ કેછે આજ, તમે મોટા છો મહારાજ
ગુરૂ નીરાધાર આધારા, સુરજી સ્વામી ગુરૂપ્યારા. ૧૯

## દોહરા.

ગુરૂજી ગોંડલપુરમાં, રહ્યા આપ ચોમાસ;
સહુ શ્રાવકને અંતરે, વાધ્યો અતિ હુલાસ. ૧
ધર્મ વધારા બહુ કર્યા, બોધ કરીને બેસ;
કીરતી અતિ જામિ રહી, દેશ અને વિદેશ. ૨
પુરણુ પુન્યે પામીએ, તુમ દરસનનો લાભ;
વચન સુધારસ પેખિયે, જ્યમ કરે ઉરણુ નાભ. ૩

## તા૦ ૧૦ નવેંબર સને ૧૮૮૭ ને રોજ ગુરૂજી સાહેબ મેંગણી પધાર્યા તે વખતે બનાવેલી કવિતા.

### ढाळ ३ जी. बृजराज कूंजबिहारी ए देशी.

મુની સુરજી મનોહર પ્યારા; (૨)
અમે રૈયે ન તમથી ન્યારા રે. મુની સુરજી૦ ૧
વળી સરવ થકી ગુણ સારા; (૨)
સંગ સોહે રૂડા અણગારા રે. મુની સુરજી૦ ૨
તમે પાંચ માહાવ્રત ધારી; (૨)
ગુરૂ તમપર જાઉં બલીહારી રે. મુની સુરજી૦ ૨
સંજમ પાળો બહુ વીધી; (૨)
જીયાં વસો ત્યાં નવનીધી રે. મુની સુરજી૦ ૩
વંદનાએ શ્રાવક આવે; (૨)
તે તો ભાવ અધિક બતલાવે રે. મુની સુરજી૦ ૫
અતિ આનંદ અંતર પામી; (૨)
કહું તમ ચરણે સીર નામી રે. મુની સુરજી૦ ૬
તમે મેંગણીપુર પધાર્યા; (૨
ભાગ્ય ઉદે થયાંજ અમારાં રે. મુની સુરજી૦ ૭
સહુ શ્રાવકનું છે કેવું; (૨)
થીર વાસ કરી હવે રેવું રે. મુની સુરજી૦ ૮
આ અમરચંદની અરજી; (૨)
તમે ઉરમાં ધરોને ગુરૂજીરે. મુની સુરજી૦ ૯

### कछी अथवा जाडेजी भाषा. दोहा.

माडु मेंगणी गोठजा, अेडी चुंदा घाल.
अच्या मुनी डेवजी, सभे हुंदा न्याल. १

અર્થ—મેગણીના માણસ એમ વાતો કરે છે કે દેવજી સ્વામી પધાર્યા તેથી બધાં ન્હાલ થયા. ૧

चोरी वेंदो रंभ के, डीयो सोय जो डान;
अेडा दूनियांदारि में, माडु वे मस्तान. २

અર્થ—ને એવો બોધ કરે છે કે રાંપ ચોરી જઈને સોયનું દાન આપે એવા આ દુનીઆમાં ઘણા માણસો મસ્તાન છે.૨

---

### ढाळ ४ थी. राग काफी.

कोडीनार मारिवीयो ओखाजो वाघेर कोडीनार मारीवीयो.

અથ વાવાલા શ્રી માહાવીર એ દેશી.

वावा आंजो ग्यांन, सुरजी बावा वावा आंजो ग्यांन;
चार साधु जो संग गीनींचे, घरे खावींद जो ध्यांन. सु. १
नंढडा मंढडा माडु गीनीचे, बनायो बावा जो ब्यांन. सु.२
दूनियांची हकडी घालन, सुजे अदल फकीरी जो लगों ध्यांन. सु. ३
पंझ सुमति त्रेगुपति जाडवे, जेडो तरार रखींदी म्यांन. सु.४

सिधांन्तची हणे घालीयां चोंदो, सजी दूनीयां भुली वे भान.सु.५
दया जो मारग कलेजे लगयो, वे साटे तजे आंजी जान.सु.६
मोवीर चो हणे मारग गीनींचे, मन में हुंदा गुलतान. सु.७
अमरचंद चे आंजे नारिचे छडी डीनो सेतान. सु.८

## सोरठा.

प्यारा हुंदा पुज, छातीमे लगीया अची;
कडें हजुर अचुंज, मुके ग्यानकी घाल चो. १

અર્થ—હે પુજ તમે મુને બહુ પ્યારા છો તમારી પાસે ક્યારે આવું કે મુને જ્ઞાન સંભળાવો. ૧

पीयो जंदर मेंधांज अेडो मेडो माडु जो;
वखत हुंदे वेंदाज, वडि घाल चोंदा कूरो. २

ટીકા—જેમ ઘંટીના ગાળામાં દાણા રહે છે તેવો માણુસનો મેળો છે તે જેમ જેનો વારો આવે તેમ જાય છે એમાં શું મોટી વાત કરવી.

डीनकर मुनी डेवजी, आंजो नेडो उर लग्यो,
समे घाल सचीज, अची चोंदो हजुरमें. ३

હે સૂર્ય સમાન દેવજી મુની તમારો સ્નેહ મુને લાગ્યો

१ મહાવીર.

છે એ બધી વાતો સાચી પણ આપની હજુરમાં આવીને કહીશ. ૪

हकडी नंढी घाल, मुनी चोंदा मथो कूटी;
मानवी मडे बीहाल, जुठी दूनियांदारीमें. ४

એક નાની સરખી વાત સાધુ જનો વારે વારે માથા કુટીને કહે છે કે આ દૂનીયાંનો ખોટો ખેલ છે. તેમાં કેવાં માનવી ખુવાર મળે છે.

आजक रिंदां काल, उमर अेडी अचीपई;
हकडि मोहजी जाल, अंधो थइ वडगीपीयो. ५

આજ કાલ કરતાં આટલી ઉમર થઈ ગઈ ને એક મોહની જાળમાં આંધળાં થઈને વળગી પડયાં છે.

लकाइ छडीन रीयेत, हेत घाल हकडि नढो;
दबी रखेली अचेत, जेडि बास कस्तुरिजी. ७

સ્નેહની વાત નાની અથવા મોટી છાતિ રાખી રેતી નથી જેમકે કસ્તુરી દાટી હોય તોપણ બાસ દાબી રહે નહીં. ૭

## सवायो.

साध सुनो हकडी मुजी घालज, घालमें ताल अची पीयो नंढा
नेडो लगो इन चे आउ नांरंत, अभिमान चो छडिएरंडो.
जेडो वेपारि वडो लाम नारिचे खेणो छडिडेन छडत कंडो;

एडो असांजो जीव आंइचे पर दूनीयां नारिदी चोदीवी गंडे

અર્થ—હે પુજ એક મારી વાત સાંભળો તે વાતમાં નાનો તાલ છે જેના મુને સ્નેહ લાગ્યો છે તેને હું દેખું છું અભીમાનરૂપી એરડો છોડીને જેમ વેપારી મોટા લાભ મળે તે જોઈને ખાવું છોડી છીએ પણ હાથમાંથી કાંટો છોડતો નથી તેમ અમારો જીવ તમારા પ્યાર સાથે લાગી રહીઓ છે તે દુનીયાં દેખે તો ગાંડો કહે.

---

## ढाळ ९ मी.

गोडलना श्रावकनी वीनंती. मेंगणी मुकामे

मै मारां कालनां रे, खाटां केम पीसो माराज ए राग.

પધારીએ માહારાજ ગોંડલ પધારિયે માહારાજ,
આપને શરીરે ઠીક નથી તે, માટે કહું કરજોડ;
પુજ્ય પધારો પ્રીત કરીને (૨) પુરો મનના કોડ. ગોંડલ.
આગળ રસ્તો ડીક નથી વરી, માવઠું થયું માહારાજ;
સાધનો મારગ કઠિણ ઘણોને (૨) નથી સડક કે પાજ.ગોંડલ. ૨
ગાડે ઘોડે તો બેસાય નહીંને પંથ અડવાણે પાય;
વાનાદરદથી હેરાન થાવું (૨) વળી કળતર બહુ થાય.ગોંડલ. ૪
નજીક બીજે થાનક છે નહી, ત્યાં કરશો થીર વાસ;
આપ પરિસાસહો ખરા પણ (૨)અમે રહીએ ઉદાસ. ગોંડલ. ૫
અહાર પાણીની અડચણ પોંચે, ઓસડ કયાંથી મળશે:

આંહી બેઠા અમે વાતો કરીયે, (૨) ગોંડલ સૌ ટળવળસે. ગો.
બેગણીથી દુર મારૂ રાખો, તોજ ઘણું સારૂં;
આ સાતા સુણી આપ હજુરે, (૨ આવ્યા છીએ તે સારૂં. ગોં. ૬
સહુની વતી સુરઈદુ કે, સાચું કહું છું આજ;
મન માને ત્યાં પધારશો પણ (૨) માનો કહ્યું માહારાજ. ગોં ૭

## દોહરો.

સામ વાઘ ખોડા દમા, કુરજીને મુળચંદ;
કર જોડી કહે પુજયજી, પધારિએ સુખકંદ. ૧
બોધો પ્રીત વધી ઘણી, ગુરૂપર અપરમ પાર;
વેગે વર્ણન તે કરૂં, ગુણુજ્યો સહુ નરનાર. ૨

---

## ઢાળ ૬ ઠી.

### कूबरीने जादू डारा ए राग.

હરી લીયો મને મેરોરે, ગુરૂ હરી લીયો મન મેરો;
મેં રહું ન તુજસેં અનેરોરે, ગુરૂ હરી૦ ૧
અછી અછી બબીઆં, લગી મેરી છતીઆં;
નીરખુ હમેશ તેરો ચહેરોરે. ગુરૂ હરી૦ ૨
અરિહંતકો એક સાસન લીનો;
વહ ભાંગત ભવકો ફેરોરે. ગુરૂ હરી૦ ૩
ગુરૂ દીવાકર દુનીઆં મેં ફીરતે;
ટારત પાપ અંધેરોરે. ગુરૂ હરી૦ ૪

ભવ દધી મેં હમ પ્રાણી ડુબત હે;
બાકુસીખા પકડકર ટેરોરે. ગુરૂ હરી૦ ૫
સુર ઈન્દુ કરજોરી કહતહે,
મેતો માનું ન દેવ અનેરેરે. ૬

## દોહરા.

વખાણમાં એમ વાંચીયું, મુની કરે નહી પાપ;
એ સૂણીને મનમાં થયો, મુજને અતી પરિતાપ. ૧
ગુરૂજી પાપ કરે નહી, પણ કીધી પંચઘાત;
પાપ કર્યે પદ પામીઆ, કહું તેહની વાત. ૨
પાપ કરે સુખ થાય છે, પાપ કરે ગંભીર,
પાપ કરે દુખ જાય છે, ગુરૂજી સામ સધીર. ૩

---

## ઢાળ ૭ મી.

રાગ ઉપર પ્રમાણે.

પાપ કયુ નહી કીનોરે, ગુરૂ પાપ કયુ નહી કીનો;
પંચ ઘાત આપને કરકીની,
તબ કછુ ડર નહી લીનો રે. ગુરૂ પાપ૦
એક કુનાશ દુસરેકુ વનહી;
તીસરે કુનખ ઐસેતીનો રે. ગુરૂ પાપ૦
ચોથેકુ કુકડા એકકુ મુઆએ;
ઐસે કૃત કીયો હીનો રે. ગુરૂ પાપ૦
મોહ અમીરકો નાસ કીઓ તુમ;

કામકો વનહી મેં દીનો રે. ગુરૂ પાપ૦ ૪
લોભનકો ગલે નખ બીઠાકર,
પ્રાણ હરીવાકો લીનો રે. ગુરૂ પાપ૦ ૫
ક્રોધનકોં ટુકડા કર ડારે;
મદકો મુઝાએ તત છીનો રે. ગુરૂ પાપ૦ ૬
સુર ઈન્દુ સોહે નાસ કીયો તબ;
આતમ ગ્યાંનમેં ચીનો રે. ગુરૂ પાપ૦ ૭

**દોહરા.**

પ્રીત કરીને પરવરે, વિગતે મુનીરાજ;
સુખમય થાનક હોય પણ, કરે પલકમાં તાજ. ૧
જવાનું જીભે કહ્યો, અમે થૈએ ઉદાસ;
પણ સાધુને નવ ખાપે, વસવું એકજ વાસ. ૨

---

## ढाल ८ मी.

**माहाराज श्री चारठणा सहीत मेगणीथी उठया ते वख्तं कहेली होरी अथवा शामरामत डारो पीचकारी ए राग.**

સુણો મુની દેવજી વચન હમારૂં, વચન હમારૂં. સુણો મુની ટેક.
આજે આપ આંહીથી પધારો, તે નવી લાગે સારૂં,
કરજોડીને વીનતી કરીયે, માનો ગુરૂજી અમારૂં;
તમ વીણ લાગે ખારૂં, સુણો મુની દેવજી વચન હમારૂં. ૧
વીહાર કરવા પરિષા ખમવા, તે તમને બહુ પ્યારૂં;
વૃધ વયે તે વસમા લાગે, હવે રાખો તો ઘણું સારૂં;

માનો મુની ઉપકારં, સુણો મુની દેવજી વચન હમારૂં. ૨
એમ કરતાં જો નવ માનો તો. ધાર્યું કરોને તમારૂ,
ભેગા મુનીને ભલામણ કૈએ, વચન કહીને ચાર;
રક્ષણ કરસે તમારૂં, સુણો મુની દેવજી વચન હમારૂ. ૩
મોહનજી તમને મળીને કૈએ, જીવ દયા ઉપગાર,
વહી વંચાપુજ્યજીની કરજો, મુખથી કહો ન અકાર;
તરણ અને છે તાર, સુણો મુની દેવજી વચન હમારૂ. ૪
આહારમાં અડચણ આવવા ન દેવી, માંડણજી મન ધારૂ,
સારી રીતે તમે સાથે રહીને, સાચવો ગુરૂ સીરદાર;
બધ વર્ષે કરે છે વીહારૂ. સુણો મુની દેવજી વચન હમારૂં. ૫
નાદરજી બહુ જુગતી કરીને, નીરની કરજો સંભાર,
દીન જનો અમે અરદાસ કરીયે, સદગતીના છો ખારૂ;
અમરચંદને પ્યારૂ, સુણો મુની દેવજી વચન હમારૂં. ૬

દોહરા.

પુરતણાં નરનારિયો, શ્રાવકને મીથાત.
તે સહુને સમજાવીને ભાંગી મનની ભ્રાંત; ૧
અમે ઉદાશી થઈ રહ્યા, પરવરીયા તે પંથ;
લેસ લુબ્ધાએ કહિ, એ તો વીર મહંત. ૨

---

## पद ९ मुं.

### विहार करि सागणवे गया ते वखत कहेल ते ख्याल.

જીને રામકો નામ સુધાર લીયો, તીન કે જમરાજ કહાડ રહે. એ રાગ.

મુની દેવજી તમ ચરણે નમીએ,

જેમ દુરગતીમાંજ નહી ભમીએ? ટેક.
તુમ દરસનથી ગુરૂ પાપ ટળે, (૨),
એમ સાસ્ત્રજ સાખ પુરેજ ખરી;
ગુરૂ સંઘ મધ્યે તમે ક્રીટમણી,
એમ સાધ બધા કહે છે ઉચરી. મુની. ૧
કરૂણા મય લોચન તો નીરખી,
વંદના કરીએ હરખેજ કરી;
વીનય થકી વશ કીધી દુનીઆં,
વળિ હિંડો છો હેએજ ડરી. મુની. ૨
મદ મચ્છર મમતાને માયા,
તે ઉર થકી તમે દુર કરી;
સારી સીધાંતની દેશના દો છો,
નવ પાપના પંથ વિશેજ ગરી. મુની. ૩
વિતરાગ તણે પંથે વીચરિ,
ગુણ શાંન્તી સદા ઉર માંહિ ઠરી;
સાધાવ્યા સાગણુવામાં,
સુરઈન્દુ કહે ઉર હરખ ભરી. મુની. ૪

**દોહરા.**

અડગ રહીને એક મન, ધરે ધર્મનું ધ્યાન;
સત્ય ન મુકે તે કદી, આવે જો અવસાન. ૧
સાર નથી સંસારમાં, જ્યાં ત્યાં વાતો થાય,
પણ મેં કરિયું પારખું, શાર ખરો જગમાંય. ૨

---

## ढाळ १० मी.

### ढाळ वंचाती वखते कहेली. राग बनजारो.

કરો ધરમ હ્રદયમાં પ્યારો, એ સાર જગતમાં સારો. ટેક.
ચોવીશ તીરથંકર જેવા, થયા આ અવની પર એવા:
જે સાધ્ધાંતના વિચારો, એ સાર જગતમાં સારો.
જ્યાં હીંસા ત્યાંથી ડરવું, સહુ જીવને વસમું મરવું;
કરો ચીત થકી કરારો, એ સાર જગતમાં સારો. ૨
જે જ્ઞાન થકી વિચારી, આ સંપતી સરવ જનારી;
તમે દુર કરો વિકારો, છે સાર જગતમાં સારો. ૩
શબ્દરૂપ રસને ગંધ, થયો સ્પર્શમાં તું અંધ;
તે સ્નેહ તજને ને વારો, છે સાર જગતમાં સારો. ૪
મન તેર કાઠિયા માંહિ, તે ઝુકિ રહ્યું છે ત્યાંહી;
એ દુર તમે નીવારો, છે સાર જગતમાં સારો. ૫
જે કામ લોભને ક્રોધ, મદ મોહ મોટા જોધ;
કર દુર ગ્રહી શાંન્તીમ પારો, છે સાર જગતમાં સારો. ૬
કર મુનીવરની મોટાઈ, દે સુમતિ માર્ગ બતાઈ;
તે ઉગરવાનો આરો, છે સાર જગતમાં સારો. ૭
મન વશ કરવું એ સાચું, તે વીના બધું એ કાચું;
દુરગતીના દમે ઓવારો, છે સાર જગતમાં સારો. ૮
મન વશ વિના જે જોવું, તે હાલું નીર વલોવું;
લહો ક્ષમા ખડગ હથીયારો, છે સાર જગતમાં સારો. ૯
જે સત્ય લડાએ લડવું, તો પાછું ડગ નહી ભરવું;

લહી મન વસના તોખારો, છે સાર જગતમાં સારો.૧૦
દે સદ ગુરૂ શબ્દ લગામ, પુરી કરશે તુજ હામ;
કર ધૈર્ય ઢાલ તો ધારો, છે સાર જગતમાં સારો. ૧૧
ધરિ ધર્મ કેશરીયો જામો, દીયો રણુ મધ્યે જઈ ધામો;
અરિ કર્મનાં માન ઉતારો, છે સાર જગતમાં સારો. ૧૨
નથી કાયર નરનું કામ, છે સુર તણો સંગ્રામ;
પાછું હઠવું ન વીચારો, છે સાર જગતમાં સારો. ૧૩
સુભ સુરઈન્દુનું કેવું, તમે ઉરમાં ધરજો એવું;
બહુ જીવને જો ઉગારો, છે સાર જગતમાં સારો. ૧૪

### દોહરા.

સુર અસુરને દેવતા, આ અવનીપર સર્વ;
સુભ મારગ જે સંચર્યા, મનનો મુકી ગર્વ.
વાસુદેવ અને વળી, ચક્રીવત જે રાય;
આ અવનીમાં એ થયા, જો જો જગ રચનાય, ૨

---

## चोढाळीयुं दोहरा.

આ અવનીમાં જીવ તું, આવ્યો વાર અનંત;
મોહ મટાડી વિશ્વથી, ભજ મન તું ભગવંત; ૧
ગુરૂપદ પંકજને નમું, કર જોડી કરૂં શેવ;
અરજી ઉરમાં ધારજો, દયા ધરીને દેવ. ૨
મતિ ગતિ વીણુ રચના કરૂં, મનનો મરમ વિચાર;
જે ઉગ્યું મુજ અંતરે, તે કહું છું આ વાર. ૩
શ્રાવક સહુની વીનતી માનોને માહારાજ;
થીર વાસુ ઠેરવવા, અરજ કરૂં છું આજ. ૪

## देसी एवंति कूमारजी ढीळना पहेली.

વિનતિ માનોને માહારાજ, રહી જાઓ થીર વાસુ,
ઘણા પરિસા ઘડપણ મધ્યે ને, ખમવા છે દુખદાઈ;
કાયા કરમાં રહે નહી તેથી, પંડમાં પીડા થાએ. વીનતી. ૧
ગોચરિએ સંચરતાં સ્વામિને, થરથર કાયા ધ્રુજે;
આંખે તો અંધારાં આવે, તેથી કાંઈ ન સુજે. વીનતી ૨
ચક્ષુની ચતુરાઈ ન ચાલે ને, કરણે નવ સંભળાએ;
ઇંદ્રીનું બળ ઓછું થાતાં, ચરણે નવ ચલાએ વીનતી. ૩
દુનીઆંના મનુષ્યો દેવાને, વૃધપણે તજે કામ,
નજરે નીહાળો છે આપે, સમજો મારા સામ. વીનતી. ૪
સંસારી મનુષ્યો સરવે ને, દુખીયાં પણ થીર બેસે,
ધંધો છોડી ધામ મધ્યે તે, રાજી થઈને રેશે. વીનતી ૫
પર ઘેર રેવું હોય તો પ્રાણીને, મનમાં પીડા પામે,
સ્થાન વડીલનું સંભાળીને, ઠીક ઠરે તે ઠામે. વીનતી. ૬
આ ગાદી છે આપ ગુરૂનીને, નથી અવરની સ્વામી,
ક્ષેત્ર ખાંતેથી સુધારી, રહોને આનંદ પામી. વીનતી. ૭
વીનયવંતા શેવક છે વીરાને* સંગ તમારે રેશે,
આજ્ઞા પાળી આપ તણી તે, પુછી પગલું ભરસે. વીનતી. ૮
સરવે વાતે સીધ થયા છે ને, નથી રહ્યું કહેવાનું;
આંહી રહ્યાથી અડચણ નાવે, નકી કહો રહેવાનું. વીનતી. ૯
વીનતી મારીછે વાલમજીને, અરજી ઉરમાં ધારો;
અમ સરખા અભાગી જીવને, ભવ દરિયેથી તારો. વીનતી. ૧૦

---

*જેયચંદજીને માણેકચંદજી

પરિસા ખમવા તે પોતાને, માને છે મુની રાયા;
વધુ ખમેથી વશમું લાગે, કષ્ટ ખમે છે કાયા. વીનતી. ૧૧
સુરઈન્દુ કે સ્વામી મારાને, થીર વાસુ ઠેરાવો.
દરસન કીજે આપ તણાં તે, લહિયે રૂડો લાવો. વીનતી. ૧૭

**દોહરા.**

મ્હેર કરી માહારાજજી, હા કહોને હસી દેવ.
પ્રીતે આજ્ઞા પાળીને, સહાય કરીયે શેવ. ૧

---

## ढाळ २ जी.

### खाटां केम पीसो माराज ए देसी.

સમજો મારા સામ રે, તમે સમજો મારા શામ.
દુનીયાંદારીમાં છે સેલું, કરવું સઘળું કામ;
સાધુપણામાં સુલભછે નહી. (૨) હૈયે ધરોછો હામ; તમે. ૧
તમારે ખપે નહીં તેવું ધન પરિગ્રહ ધામ;
થીર વાસુતો નકી ઠરાવો (૨) ફરવાનું તજી નામ. તમે. ૨
ફરવા કરવાનું તે શઘળું, અવસ્યાસર થાય;
જરા પોચેથી જરી ન બનસે (૨) કહ્યું કરે નહી કાય તમે. ૩
કૌવતથી તો પંથ કરાયે, કરો ગમે તે કામ.
વીસવસાનું બલ હોયે પણ (૨) રહે નહી એક રામ. તમે. ૪
કરમાં કાષ્ટી પકડી ફરવું, ટેકા વીના ન ચલાય;
અંગ બધામાં આળસ આવે, (૨) દીલે ફાવે નહી દાય. તમે. ૫
દયા ધારી ગુરૂજી મારા, દીલમાં સમજો દેવ.

આંહી બીરાજો આનંદેથી, (૨) સદાય કરીયેં શેવ. તમે. ૬
ગોંડલ કેરી ગાદી ભજાવો, કરી તમે થીર વાસ.
નૌતમ જનથી નગર ઓપી તું,(૨) હઈયે વધે હુલાસ.તમે૦૭
સુરઈંદુ તો સાચું સમજી, આવ્યો છે આ ઠામ;
ભાવ ધરી ભજન ગુરૂનું (૨) કરવાનું છે કામ. તમે. ૮

### દોહરા.

દેવ દનુજ મનુજ જે, મળીયાં જે કો ઠામ.
ગુરૂ કૃપાથી તેહનાં, સીધ થયાં સૌ કામ. ૧
ગુરૂ કૃપા વાણી નવ બને, કરો ગમે તે પેર.
ગુરૂ કૃપાથી તો હણે, શશલો જઈને શેર. ૨

---

## ढाळ ३ जी.

### साधुजी ते उक्या सुर मेरामनवा ए देसी.

ગુરૂ ગળે ગુણુ નીધી મેરા મનવા, આપે ઉત્તમ ઉપદેશ,
ભાવે ભ્રમના મીટાવે મે૦ જુગતે ભેટાવે જીનેશ;
ગુણુ ગાયેંજી સર્ણુ થાયેંજી દુખ જાયેંજી,
ગુરૂ તણાં કર નીત દરશન મેરા મનવા,
ભાવ ધરી તમે ભજો ગુરૂ દેવ.
ગુરૂ કરે અજાણુને જાણુ મે૦ દુખ સહું કાઢે દુર,
અગમનીગમ બતાવે મે૦ કરો શેવા હરખ ધરી ઉર. ગુ. ૨
અબળને સબળ બનાવે મે૦ સબળ અબળ થઈ જાય,

છોટાને મોટા તે કરે મે૦ ગુરૂ ગુણ હરખે ગાય. ગુણ ૩
નરકેથી સ્વર્ગે મેલ્યા, મે૦ સુત્ર તણી દઉ શાખ.
પાપી કીધા પુન્યવંત મે૦ નૃપ પરદેશી દાખ. ગુણ. ૪
અબુઝને બુઝાવે મે૦ અજાણને કરે જાણ,
દુરગતી દુખની વારી મે૦ પોંચાડે પદ નીરવાણ. ગુણ. ૫
પામરને કીધા પંડીત મે૦ હઈએ આણી અતી હેત,
મુકિત પુરીમાં મેલ્યા મે૦ કંઈકને કુળ સમેત. ગુણ.
દુખીતણાં દુખ કાપી મે૦ કર્યાં ઘણાં સુભ કામ,
ગુરૂ કૃપાથી ગુણી થયાં મે૦ ગણધર ગોતમ સામ. ગુણ. ૬
સુખ સંપડાવ્યાં પુરાં મે૦ સમજ્યા જે નરસુર,
અંતર આણી ઉલટ મે૦ ગયા ગુરૂજી હજુર. ગુણ. ૭
ખોટા દુનીયાનો ખેલ મે૦ સમજો દીલ સદાય,
સુર ઈન્દ્ર એવું ઉચારે, મે૦ સાધ સંગે સુખ થાય, ગુણ૦ ૮
ગુણ ગાયેંજી સર્ણું થાયેંજી દુખ જાયેજી, ગુરૂતણાં કર નીત્ય દરસન
મેરા મનવા ભાવ ધરી તમે ભજો ગુરૂદેવ.

### દોહરા.

નવનવા અવની વિષે, મળશે જનો મહંત.
ડીગંબરીનો ડોળ તે, પણ નહી સાચા સંત. ૧
સ્નેહ વધે છે સર્વદા, ઘટે નહી રતીભાર.
મધુર ગીરા તુમ મુખની, સૂણવાને આધાર.

---

## ઢાળ ૪ થી.

### नीदरडी नाह नीवारियें ए देसी.

માનો વચન માહારાજજી, અમે કહીયેં હો કરજોડીને આજકે;
મન સમજે મુનેસરૂ, ગીરવા ગુરૂ હો ગરીબનવાજકે  મા. ૧
આશા અંતરમાં અમને ઘણી તમને રાખવા હો થીરવાસકે.
અરજ માનો ગુરૂ અમ તણી, અમે વસાયે હો સદા તુમ પાસકે. ૨
ગુરૂ તમ સંગે જીવ ગોઠીયો, જેમ જળધર હો ચાતુકને મનકે.
કોયલ અંબ વનવીનવીના નવ થાયે હો પ્રફુલ્લીત તનકે. મા૦ ૩
મયુરને મન લાગી અતી, વરસા તણી હો તન પ્રીતકે.
મીન જીવન વીના જરા, નવી જીવે હો એ જગની રીતકે. મા૦ ૪
ચકોર ચીત ચાહે નહીં, ભલે ઉગે હો જોડજોડ સે ભાણકે.
કમળ ન ચંદને ચાહશે, બહુ વીધે હો દીનકર મેલે બાણકે. મા. ૫
ભ્રમરને કંજશું પ્રીતડી, દુર થકી હો દોડે લેવા બાસકે.
મેડક મન જાણે નહી, એક આગરહો એકજ વાસકે. મા. ૬
અંતર હેત અમ તણું, નવ જાણો હો નવો થયો નેહકે.
દશા મુગી પયમાં રહે, તરી નવ જાણે હો તન તેહકે. મા. ૭
પુરવ પુન્ય અમ તણાં, તેણે પુણ્યે હો ભેટયા તુમ દેવકે.
તે ન વીસરીયેં આ સમે, વંદી ચરણ હો ભાવે કરૂં શેવકે. મા. ૮

**દોહરા.**

આ દુનીયાંમાં કોઇનો, નથી અવીચળ વાસ,
તે જીવ જુગતે જાણજે, ભ્રમર કમળની બાસ. ૧
વૃક્ષ ઉપર વીહંગમો, સાંજે મળે અપાર,

પ્રતઃકાળે પરપરે, એમ શકળ સંસાર. ૨
જેવું પુર પગાતણું, લોઢ ઉલાળા ખાય,
એમ શકળ સંસાર છે, વધ ઘટ તેમજ થાય. ૩
જેવું મૃગજળ પુર છે, પાસે જાતાં ફોક,
તેવો જન મન જાણવો, હાણ્ય વરધનો શોક. ૪
ઝાકળ મોતી જામીયાં, તેના હાર ન થાય,
સુખ રૂપી સંસાર જે, તે દુઃખ રૂપ જણાય. ૫
ઉદક જે અંજળી તણું, વહી જતાં શી વાર,
સગાં અને રિધ સિધ સહુ, એવાં જાણો યાર. ૬

---

## ढाळ ११ मी राग रामग्री.

જીવતું જુગતીને જાણને, જુઠો જગત જંજાળ,
ધન દોલતને દીકરા, એતો આળ પંપાળ. જીવ. ૧
મારૂં મારૂં કરી મેળવી, ભરો ધનના ભંડાર,
સાચું કરીને સમજીયા, હૈયે હરખી અપાર. જીવ. ૨
તારૂં નૈ તું સમજે, તેમાં તો તલભાર,
જાવુંરે જીવને એકલું, મુકી સઘળો સંસાર. જીવ. ૩
બળીઆને બાણાવળી, જેણે ધરણી ધુજાવી,
ઓચીંતાના એતો મુવા, ખાખ થઈ નહી ખામી. જીવ. ૪
છત્રપતી છતમાં રહે, નવ દીન રેંન દીઠી,
પર પગે પડયારે મસાણમાં, બરી ઉરમાં અંગીઠી. જીવ. ૫
મનથી માન નીવારીને, દયા દીલ માંહી આણી,
સુરઈન્દુ કે સ્વર્ગે ગયા, રેણી કરણીએ જાણી. જીવ. ૬

### દોહરા.

સમકીત વીણુ સંસારમાં પામે નહી સુભ ઠામ,
સમકીત વીણુજ આચરે તેહ અધુરૂં કામ. ૧
માટે સમકીત સુધ કરી. ધર્મ ધરો મુજ વીર,
જીવદયાને પાળીને પોંચો પેલે તીર. ૨

---

## ढाळ १२ मी. राग रामग्री.

### वनचर विरा वधामणी ए देसी.

સમકીત સાચું તે કરે જે હોય પુરા પરવીણુ.
ઉનમત કેરો આસરો લાગે હૈયેથી હીણુ. સમ. ૧
નિંધા નીંદામણુ કાઢિને અપજસથી રહે અળગો,
સાચા સંગે ચાલીને વૈરાગે રહે વળગો. સમ. ૨
પારસમણીથી પ્રીતડી, કથીર કરમાં ન ઝાલે.
મગન રહે મનમાં અતી હીણા સંગે ન હાલે. સમ. ૩
ઉથાપીને ઉપાસના દેવ દીલમાંહી દેખે,
કરમાં કરતા બતાવી દે પણુ સાચું ન પેખે. સમ. ૪
ઉખેડી નવ ઉખડે આવી દેવ ઉથાપે,
પંડીત પુરૂં કળે નહી મન તેનું જો માપે. સમ. ૫
પામરતો પ્રીછે નહીં રસ વૈરાગી રીતો,
ગુણીજન ગુણને પારખી ગાય અંતરમાં ગીતો. સમ. ૬
અંતર આંખો ઉઘડે વાગે ઘટમાં ઘડીઆળાં
સુરઈન્દુ સંત સમાગમે ભાંગે જડબુધી તાળા. સમ ૭

### દોહરો.

જેણે મન સમજાવીઊં અથીર ગણી સંસાર,
સુણો સજ્જન તે કહું એહ તણા વિચાર. ૧
એવું તે જાણી કરી દુનીયાથી રહી દુર,
સુરપણું સરીરે ધરી ગયા ગુરૂજી હજુર. ૨

---

## ढाळ १३ मी. राग धीराना पदनो.

સમજ મન સાચુરે આતો છે ફનાનું મકાન,
ઘેલો થૈ સું ઘુમેરે ભુલી તનનું ભાન. સમજમનસાચુ. ૧
મુક્ત મનોહર ઓશજ કેરાં શોભે અનોપમ સાર,
કોટી ઉપાયે કરમાં ન આવે, કરી જુવોને વિચાર;
મજબુત પાયા વાળારે, પડયા જઈ સમશાન. સમજ. ૨
કર માંહી જે વારિ ભર્યું તે, વહી જતાં શી વાર.
આવરદા થાય તેમ ઓછી, એમ નકી નીરધાર;
નથી કોઈ રહેવું રે, વશનારા અશમાન. સમજ. ૩
બાજીગરે રૂડી બાજી રચીને, કરે ન ઉત્તમ ખેલ;
વિધ વિધ રૂડા વેષ બતાવે, પછી મેલો સંકેલ;
દાખો એમ દુનીઆંરે, તજી દેવું તોફાન. સમજ. ૪
ઉંડા નથી તેમ મજબુત છે નહીં, કાચા પાયાનું કામ,
પંથી પંથે જાતાં કીધો, એ ઘડીનો વીસરામ;
ભુલ્યા નવ ભમસોરે, માયામાં ગુલતાન. સમજ. ૫
પ્રાત સમો રૂડો રંગ બનાવી, થગોજ સંધ્યા વાન,
અર્ક ઉદય સમજ્યોત પ્રકાશે, ત્યાં જઈ લાગે તાન;

ઘડીની બાજીરે, સમજી લેને સાન. સમજ. ૬
નથી ને રેશે નહી કોય, બાપદાદા ને આપ
રાજાને જોગી ભોગી, સહુને શીર છે થાપ;
સુરેન્દ્ર કે સાચું રે, દેવું દયાનું દાન. સમજ. ૭

**દોહરો.**

નીરખી વરણ અઢારમાં, કેવત જે કહેવાય,
સરખી લાવી સરવ, તે ચરચામાં ચરચાય. ૧

---

## ढाळ १४ मी. देसी बनजारा.

તમે નકી તપાસી નીરખો, બાહેર જઈને તો પરખો.
વળી એવી કરો નહી પેર, રહે બળધ ઘાંચીનો ઘેર. ૧
ધરો ધરમ તે શુભ રીતી, દીન દીને અધીકી પ્રીતી,
ઉર થકી ધરો વળી ટેક, એ તો સોલ વાલ રતી એક. ૨
નવ આળસ અંગે રાખો, તમે સ્વાદ ધરમનો ચાખો,
નવ ચડો સુકલમગ ઉંધે, નોય છાસ ચલાવે દુધે. ૩
જે નથી ધરમના રાગી, નવ કાને ધરે અભાગી,
તો બોધ કહો નકશાનો, નવ ચઢે પાવઈને પાનો. ૪
છે નફટને નીરભાગી, તેને કહી શકે શું ત્યાગી.
તે કરે ન કોઈનો સાથ, ચલો બાવા બગલમાં હાથ. ૫
જે પાપ કરમ તો કરતાં, નવ બીયે પ્રાણુને હરતાં,
જો મરનારી સ્ત્રી થાય, તો વાઘરીવાડે જાય. ૬
શું થયું અને શું થાસે, નવ રહો જરી અવકાશે,

તમે પ્રથમ ડરી નવ હીડો, હજી ચાક ઉપર છે પીંડો. ૭
જે નથી ધરમ કાંઈ કરતા, નવ પુણ્ય વિસે વીચરતા,
તે સમજ્યા નહી કાંઈ સાન, જેમ રહે ધોબીનો સ્વાન. ૮
સહુ દયા ધરમથી વરતો, તજી અન્ય પંથ જે નરતો,
બહુ પટેલ ફેરી બુદ્ધી, રહે અક્કલની પાદર સુધી. ૯
કહે મૂનીવરતો પોકારી, જીવ કરો ધરમની યારી.
સહુ સમજે આપો આપે, રહે શેઠ સીખામણ ઝાંપે. ૧૦
પચખાણ કરે બહુ પ્રીતે, પછે પાળે નહી સૂભ રીતે,
તે કરેજ નીત્ય નવાઈ, એ ભુંગળ વીના લવાઈ. ૧૧
મન સમજે નહી સરમાવે, તો બોધ તન્ને તે કામે,
તે થતું હશે તેમ થાસે, લોહ લુહારે જઈ કુટાસે. ૧૨
નથી ધરતા મનમાં શંકા, તમે ફરો બનીને વંકા,
કરી થસો દૈવના ચોરો, છે સોય પછીતો દોરો. ૧૩
વીત્ય કરેજ નીંદા પરની, નહી વાત વિચારે ઘરની,
તે રહે હમેસાં એવા, મોચીના દીપક જેવા ૧૪
કોય જાય ટોળેથી નાઠી, આડી રાખે તે કાઠી,
કરે મુની મૂનીવરતો સંભાળ, ગાયો વાળે તે ગોવાળ. ૧૫
મદ મચ્છર મનમાં રાખી, ફરો ખરા કરમ છે શાખી,
મુછો મરડો નહી ભાઇ, એ હાલી છે ઠકરાઈ. ૧૬
કોઈ અલ્પ પ્રીયાસે માણે, કોઈ ઘણું કહે નવ જાણે,
તે સાચે સાચી વાત, હોય બીંબા તેવી ભાત. ૧૭
ભલે કરીની પુઠે શીવે, એમ માની લીધુ જીવે,
ફળ ફૂલ તણું તો દેશે, રૂઠો માળી કુશુમને લેશે. ૧૮

શું કરવું ને શું કરશું, તે વિચારથી નહી ફરશું,
કર્યું કામ સરવતો થાએ, નોય દીનકર ત્યાં કવિ જાયે. ૧૯

### દોહરા.

કહો કવિ જન માહિનો, કેવત આ કહેવાય;
કેમ જગતમાં ડાંગથી, અંધારૂં કુટાય. ૧

હંસે દોરતી ઘુવડની, સમજી કીધી સાર.
મરાળ ઉડી મળશકે, બોલાવે છે બાર. ૨

### મનહર છંદ.

હંસ કહે ઘુવડને કેમ તમે સુઈ રહ્યા,
દીવસ દેખાયો ચાલો સરોવર જઈએ;
ઘુડ કહે ઘણા જુગ થયા અવની ઉપર,
સુર ઉગ્યા તણી વાત નથી સુણી કોઈએ.
આજ નવા તમે ધુતા તણો વેશ ધરી આવ્યા,
ભોળવવા ભુમીપર આવ્યા છો આ વારમાં;
કદી દીવાકર હોય તો અમારા જાણે ગોર.
પણ તેને પુછી નકી કરીયેં સવારમાં. ૩

### દોહરો.

તમને અમને એક મુખ, અને આંખ છે બેય,
પુરો*હીતનેં મુખ બે, ચક્ષુ ચારજ છેય. ૪

### મનહર છંદ.

ઉલુકને હંશ બને ગયાં ગોર કેરી પાસ,

---

* આંધળી ચાકણ.

કહો ગોર કેવો વળી દીનકર રૂડો છે.
ગોર કહે અમે કોએ જનમ ધરીને કદી,
દીવાકર દીઠો નથી રૂડો છે કે ભુંડો છે.
કદી કળી કાળમાંહી કલ્પિત જો થયો હોય,
ચાલો પુછીએજ જહાં તપરીનો ઝુડો છે.
તપરી વાગોળનેંજ પુછતાં પ્રપંચ કહ્યો,
નથી દીવાકર પણ થયો તો તે કુડો છે. ૫

## દોહરો.

તેમ કરતાં જો થયો, તો ચાલો રૂષી પાસ,
જેહ વર્શાનેં વસ્તીમાં, તનથી, કરે તપાસ. ૬
સર્વ મળીને સંપથી, ગયાં ગામજ માંય.
ચામાચીડ‡ નજીક તે સત્ય સોધવા ન્યાય.

## મનહરછંદ.

કાનધરી સુણો રૂષી અરજ અમારી એક,
દીવાકર ઉગે એતો વાત કેવી માનવી.
કહે રૂષી વાત તેતો જાણજો જરૂર એવી,
જેવી શીવ તણી જટામાંથી થઈ જાનવી.
અમે અતી ઝપાટાથી પૃથ્વી કરીયે છૈએ,
પણ નથી જાણ્યો સુર્ય દેવ છે કે દાનવી.
વળી વેદાંતી ને વાત પુછી પકી કરીયેજ,
સીધ કરે સીધાન્તથી તારે તે પ્રમાણવી.

---

‡ છાપાં છોબંધનમાં ઉડે છે તે.

### દોહરો.

સર્વ મળીને તીમરમાં, ગયાં તીમરી પાસ,
મચ્યાં વેદની ધ્રુન્યમાં, સુણ્યાની નહી આસ. ૯
શ્રુતિ શબ્દ શ્રવણે સુણી, હંસ કહે કે વાત
એ રાગમાં આમચ્યાં, તે સંભળાવો ભ્રાત. ૧૦

### ધ્રુવડપ્રાહુ.

અમો બોલીયે વાણી તે,ગુજરાતી કહેવાય,
આશ્રુતીની ભાષ તે, ગીરવાણી ગુરૂ ગાય ૧૧

### મનહરછંદ.

નમ્રવાણી થકી વેદાંતીને વાત પુછે સહુ;
કેમ ગુરૂ વેદમાંહી, દીવકર દેખીયો.
વેદીયા કહે છે વેદ સરવ તપાસી જોયો,
એતો જેવો વીસકર રાવણને લેખીયો.
વળી રાજા સધરના રથના ચીલાથી જેમ,
સમુદ્ર માને છે તે સમાન સુર્ય પેખીયો,
કોઈ કહે કર પકડીને પ્રભુ ચીજ આપે,
આજ પેલો વૈમાનમાં બેસી સ્વરગે ગયો.

### દોહરો.

મૂવા પછવાડે માનવી, ચીજો આપે તેમ;
તે પહોચે છે તેહને,, ઉગે સૂરજ એમ. ૧૩
ભીમ તણું તો ભડપણું નવતેરીનું જેમ,
એઓ હસ્તિ અધર છે, ઉગે સૂરજ એમ. ૧૪

દૈવવતી સુખ દુઃખ તે, અહો કરે છે કેમ,
જેવાં ફળ છે એહના, ઉગે સુરજ એમ. ૧૫
જોગી કાડે જાંગથી, ખરી જાનવી ખેમ
પીધ અગસ્ત ઉદધી, ઉગે સુરજ એમ.
એજ પ્રમાણે જગતમાં, સુરજ ઉગે સાફ;
માટે મમત તજી દીયો, સમજો આપો આપ. ૧૭
અસલ મૂકીને નકલમાં, સરવે ચાલ્યાં જાય,
એમ જગતમાં ડાંગથી, અંધારૂં કુટાય. ૧૮

## લલીત છંદ

ભવ દધિ વિષે, જીવ તું ભમ્યો; પરમ દેવનો, પંથ ના ગમ્યો
નરમ જ્ઞાનથી, તું નવી થયો; મનુષ્ય જન્મ તો, જાય છે વહ્યો. ૧
ધરમ ધ્યાન તું, સર્વ ચુકીયો; કરમ ક્રૂર કરી, જુડમાં ગયો
સરસ સંગતો, ચિના ચતલ્યો. મનુષ્ય. ૧
કપટ કુડનાં, કામ તેં કર્યાં; અરર પાપના, કોસતો ભર્યાં,
શંકટ સ્વાનનો, ભારતો સહ્યો. મનુષ્ય. ૩
અરર હેડીના, કૈક હાલીયા; નજર આગળે, વેગથી ગયા;
અથિર સુખમાં, રાચિ શું રહ્યો. મનુષ્ય. ૪
સદન સામટાં, મ્હેલ માળિયાં; સરસ સોભિતાં, ગોખ જાળીયાં,
ચકચકી મણિ, તેજથી રહ્યો. મનુષ્ય. ૫
નભ વિષે રહી, વાતતો કરે; અચળ એ નથી બેસનારરે,
તરૂણને તજી, વૃધમાં ગયો. મનુષ્ય. ૬
થરર સ્થુલતો. ધ્રુજસેઅતિ; અલપ તાહરિ, ધૈ જસે મતિ;

લલિત બોધનો, સાર ના લહયો. મનુષ્ય. ૭
અહર એહ ના, આવસે હવે; કંઈક કીજીએ પ્રાણી આ ભવે,
સમય સાથ તો, કોઈ ના ગયો. મનુષ્ય. ૮
વિષય વિખનાં, સુખ ભોગતા; અરર એહ તો, કેમ છે હતા.
અમર તું બની, ત્રપ્તના થયો. મનુષ્ય. ૯
જમ અનુચરા, મારસે બહુ; શકળ સાથતો, નાંહિ રે સહુ.
કરમ કીધલાં પ્રાણીયા સહો. મનુષ્ય. ૧૦
ગરવ વાણીની, સ્વારિ તેં કરી; સુખ રૂપિ તુંને, વીસર્યો હરી,
વિકટ દુઃખમાં, ગર્ક કાં થયો. મનુષ્ય. ૧૧
કરમ કેમ તું, બાંધે છુટવા; ધરમ ધારય તું, પાપ લોટવા,
જળ વલોવીને, સાર સું ગ્રહયો. મનુષ્ય. ૧૨
પરમ પ્રેમથી, ધર્મ ધારયને, પરહરો વળી, જુઠ જારને;
શિર ધરો તમે, સાધુનો કહયો, મનુષ્ય. ૧૩
સદગુરૂ તણા, બોલરૂપિયાં; રદયતાહરે, નાંહિ લાગીયાં;
અધમ આ સમે, પ્રાણીયા થયો. મનુષ્ય ૧૪
પથર પાપીયા, ભીંજતા નથી, જરૂર જોગીયો, થાકિયા કથી;
સરવ જાય છે, કોઈ ના રહયો. મનુષ્ય. ૧૫
દરભ ટોચમાં, વારી જઈ ચઢયું, ખરિ જશે હવે, વિધિને પડયું;
શકળ દુખનો, પંથ તેં સહયો, મનુષ્ય. ૧૬
મરણ કોઈને, મુકતું નથી, કથન કેટલાં, હું કહું કથી;
અધ અગાધમાં, ચાલીને ગયો; મનુષ્ય. ૧૭
જલદ નેર જો, નાશ થાય છે, જગત સુખ તો, એ ગણાય
અથિર એ અને, સાચ માનીયો. મનુષ્ય. ૧૮

જનક જાણજે તાહરો નથી, વિર વધુ સુતા, છે અસાચથી;
રણુ સબંધ તું, મોહિને રહયો. મનુષ્ય. ૧૯
ધરમ ધારિયો, કામ આવશે, કરમ પાશથી, એ મૂકાવશે;
અમરચંદ આ, ગુણ ગાય છે, ધરમ ધ્યાનનો, કાળ જાય છે. ૨૦

## गुढातर दोहरा.

अरिहंत माहावीर एक अर्थमां. (उत्तर.)

अमर तणो तजि अंतने महारि आदि मुक, अ—म
हा—रि
हंमवी मध्य न लीजियें नरता दित जो अचूक. १. हं—वी

पुनः र—त

कायमनो आदितजो हारित अंत नलेस,
गहंवी आदि अस्त कर रमत मध्य तजी देश. २

## ચોવીસ તીર્થંકરનાં નામ.

### દોહરા.

૧
પરથમ પેલા જાણીયેં, રીખવ સ્વામી યાર;
અચળ સદનમાં જૈ વસે, સુખ તણો નહિ પાર. ૪

૨
બીજા અજીતનાથ છે, તે પણ નિઃશ્ચય વાસ;

૩
ત્રીજા સંભવનાથને, નમું ધરિ હુલાસ, ૫
૪ ૫
અભિનંદ એમ જાણજો, પંચમા સુમતીનાથ;
૬
છઠા પદમપ્રભ સ્વામીને, નમીયેં જોડી હાથ ૬
૭ ૮ ૯
સુપારસ્વ ચંદ્રપ્રભ, નવમા સુબુધિનાથ;
માનવ મનમાં ધારજો, દસમા શીતલનાથ. ૭
૧૧ ૧૨
અંસનાથ અગીયારમાં, વાસુપુજ કહંત;
૧૩ ૧૪
ત્રીયોદશ વિમળપ્રભુ, શશીયુગ સ્વામી અનંત. ૮
૧૫ ૧૬
પંદરમા શ્રીધર્મ કહિયે, શ્રૃંગારે શાંન્તી નાથ:
૧૭ ૧૮
સતરમા કુંથુનાથજી, અષ્ટાદશ અરનાથ. ૯
૧૯ ૨૦
ચંદ્રનીધી મલીનાથજી, નયનખ મુનીસુવ્રત;
૨૧
શેવા કીજે નમીનાથની, તો તે ફળસે તંત. ૧૦
૨૨ ૨૩
બાવીસમા નેમનાથ છે, દ્વીગુણ પારસનાથ;
૨૪
નયન ચરણ મહાવીરને, હરખે જોડું હાથ. ૧૧
ઓગણીસેં ચુમાલીસે, આસો વદી અમાસ;

કરજોડી મુખથી કહે, આ સુર ઈન્દુદાસ. ૧૨

માહા પુરૂષ જેએચંદજી સ્વામી સા. ૧૯૪૧ ની શાલમાં ગોડલ ચોમાસું કર્યું તે વખત કહેલી કવિતા.

### દોહરા.

મુનીમહંત ગુરૂ દેવજી, તેહ તણા જે શીષ્ય;
દયા ધર્મને પાળિ લે, બહુ જીવની આશીશ. ૧

### હરિગીત છંદની ચાલ.

અસાર આ સંસારની નહી આસ ઉરમાં તે ધરે.
શીલ સાંન્તીને દયાવડે ચારિત્ર રૂડુ આચરે;
કુસંગીને સંગે કરી કદી તે પડે નહી ફંદમાં,
નીરખા મુની જયચંદ સ્વામી આજતો આનંદમાં. ૧
ખોટો તજીને ખેલ આ સંસારનો દુરે રહ્યા,
વીધિ થકી વૃત પાળવા, ગુરૂ દેવજી સરણે ગયા;
સોભે મુની સુરનાથ જેવા, સુર કેરા વૃંદમાં,
નીરખા મુની જયચંદ સ્વામી આજ તો આનંદમાં. ૨
સુબોધ આપે સુત્રથી વળીજ સીધાંતો વડે,
જેથી કરી આ જીવ આ સંસારમાં નહી આથડે;
ચાલે અને ચલવે સહુને શાસ્ત્રની સનંધમાં. ની. ૩
સ્વામિ દયા સિન્ધુ તમારાં, દરસથી દુખ જાય છે,
સદ્બોધ સુણતાં અમ તણાં, પ્રાતીક દુરે થાય છે;
જુગતીવડે જીવ જાળવે, ચિત્ત વૃતિ નહી મતિ મંદમાં. ની. ૪
જે રંકને રાજા સહુ, સરખા ગણે છે સર્વદા,

વળી પ્રાણુ સાટે પ્યારી જે, દયા તજે નહી તે કદા;
મચી રહ્યા મન મમતથી, સીધાંત કેરા બોધમાં. ની. ૫
પ્યારા ગુરૂને પ્રાણુથી, વીનય તણા વચનો થકી,
સીધાંત સુત્રો સીખવ્યાં, મન આપણા જાણી નકી;
પછી બુદ્ધિ પુરી કરી, જાયે નહી કુછંદમાં. ની. ૬
જન વૃન્દ સૈ આનંદ પામ્યા, આપ ચાતુર માસમાં
સીધાંતની દઈ દેસનાને, રાગ ગાએ રાશમાં,
વસ્ત્રો વધુ ખપે નહી, વળી હેમ જેવાં થંડમાં. ની. ૭
ઓગણીસ એકતાલીસ કેરી શાલ ગોંડલપુરમાં,
ચાતુરમાં શું આપનું ચાતુર જાણે ઉરમાં;
છે આપના મુખમાં અમી જેમ નભ તણા છે ચંદમાં. ની. ૮
ચાતુરમાં આતુદ થઈ, મયુર મન મલકાય છે;
જનવૃંદનં સૌ આનદથી ઉપદેશ સુણુવાધાય છે,
સુરઈન્દુ ચાહિચ્ચીતમાં મળીયા જઈ સુરકંદમાં. ની. ૯

**મહાસતી જીવીબાઇ સ્વામિયે રાજકોટ દીક્ષા લીધી સંવત ૧૯૪૪ ના મહાવદી ૧૧ તે દીક્ષાઓ-ચ્છવને દીનેજ મારા પીતાશ્રીએ દેહ તજ્યો તેથી ત્યાં નહી જવાયું ને પછી બનાવેલી ઢાળો.**

---

## ઢાળ ૧ લી.

કુબજા સું તપ કીધુંરે ઓધાજી એવું. અથવા પામર પ્રાણીની. દેશી.

તજ્યો ટેકથી સંસારરે જો જીવી બાઈ.
આ સઘળો સંસાર મનજાણીને અસાર,
મેલી ચાલીયાં આવારરે. જો જીવી બાઈ. ત. ૧
સાસુ માત બેન ભાઈ, તે સરવની સગાઈ,
ખોટી અંતરે ગણાઈરે, જો જીવી બાઈ. ત. ૨
પુરાં પાંચ મહાવ્રત, કીધાં જેણે અંગીકૃત,
તજ્યાં ગાનતાન નૃત્યરે, જો જીવી બાઈ. ત. ૩
નકી નીરંજન દેવા સાચી કરવાને સેવા,
મુક્તિપુરિ પંથ લેવારે, જો જીવી બાઈ. ત. ૪
દયા દીલ માંહી ધારી આપે ઉત્તમ આચારી,
થઈ બેઠા અણગારીરે, જો જીવી બાઈ. ત. ૫
દીવાનને જશ દઈ લાયક કીરતી લઈ,
વેગે ચાલ્યાં વહીરે જો જીવી બાઈ. ત. ૬
ક્રુર તજીને અરિયા, ખાંતે ખમવા પરિયા,
જાવ જીવની અહિંસારે, જો જીવી બાઈ. ત. ૭
વડું રાજકોટ ગાજે, વળી વાજાંને અવાજે,
બેઠાં રથમાં બીરાજેરે, જો જીવી બાઈ. ત. ૮
મનનો વિચાર જેવો, પુરો કર્યો ધાર્યો તેવો,
જોયો સહુ જને એવોરે, જો જીવી બાઈ. ત. ૧૦
ગોરાણી ગોતીને લીધાં, સીઘ્ર કાજ સહુ કીધાં,
દોષ દુર તજી દીધારે, જો જીવી બાઈ. ત. ૧સ
પુરાં પુણ્યશાળી એવાં, જોડાં મળ્યાં જોએ તેવાં,
સમય ઝવેરબાઈ જેવાંરે, જો જીવી બાઈ. ત. ૧૧

## ઢાળ ૨ જી.

ગમન પડે નરને ગોવીંદની ગતી ન્યારી એ રાગ..

કરમ તણી જે કાણી, કળી ન શકે કોય,
નીચા મોટા મુનીવર ન કરે, હોનારૂ હોય તે હોય. કરમ. ૧
સંસારી કેવાતા તે તો, થઈ બેઠા અણગારી,
દુનીઆમાં તે દીએ ન વૃતી, સારી કે નઠારીરે. કરમ. ૨
રૂડી રસોઈ નીતે જમતા, તાતીને વળી તાજી,
ઘર ઘર કેરી ગોચરી લાવી, તેમા રેશે રાજીરે. કરમ ૩
ધાતુના વાસણ ધારી તે, ભોજન કરતા ભાવે,
કાઠ તણાં પાત્રાને ઝોળી, તે પર પ્રીતી લાવેરે. કરમ. ૪
સગા સહોદર સરવે સંગે, રહેતા પ્રીતી જોડી,
જ્ઞાન વડે વીચાર કરીને, તે તો પળમાં તોડીરે. કરમ. ૫
સારાં વસ્ત્રો પહેરી ફરતા, પોતાને મન ગમતાં,
પાંચ ઉપરે વધુ ખપે નહીં, સફેદમાં છે સમતારે. કરમ. ૬
પામર જન તે બને પ્રતાપી, રીધીવાળો રંક;
ચતુરાઈ કેની નવ ચાલે, લખ્યા લલાટે અંકરે. કરમ. ૭
સંજમ સરખું પદ મોટું તે, આપ બળે આદરવું
લોહ ચણા દાંતેથી ચાવવા, કરે સમુદ્ર તરવુંરે. કરમ. ૭
ભાગ્ય ઉદે થવાથી સુઝે, સઘળાં કૃત્યો સારાં,
ઉદય વીના જે આદરશે, તે નીવડશે નઠારાંરે. કરમ. ૮
ચંદન ભૃંગી પારસરાજા, સાધુ મુની વરજેકો;
ગરીબ લોહને કીટ તરૂ જન, બદલે હોય હલકોરે. કરમ. ૯

માત પીતાને સાસુ સસરા, તેહ તણું કુળ તારં;
કુળ દીપક તે તો કેવાણા, આતમકારજ સારં રે. કરમ. ૧૦
દીક્ષા કેરી વાત પોતાને, અંગોઅંગે લાગી;
જીવીબાઈ તો જુગતે કરીને, ચાલ્યાં સર્વ ત્યાગીરે. કરમ. ૧૧
સુરઈન્દુ તો સાચુ કેછે, સુધરે ભેખ તમારો;
સહૂ સંગે સંપીને રહેજો, આશિરવાદ અમારોરે. કરમ. ૧૨

---

## प्रेम विषे वर्णन.

### ઈંદ્રવિજય છંદ.

પ્રેમ કરો નર પ્રેમ કરો નર,
પ્રેમથિ અંતર વાત ધરોરે;
પ્રેમ વિના કંઈ કામ બને નહીં,
પ્રેમથિ પંથ મળેજ ખરોરે,
પ્રેમથિ સ્વર્ગનું સુખ મળે નકિ.
પ્રેમથિ અક પળેજ તરોરે,
અમરચંદ કહે કરિ પ્રેમજ;
પાપના પંથમાં નાહીં ગરોરે. ૧
પ્રેમ ધર્યો રિખવાદિક દેવજ,
પ્રેમથિ નીલય મોક્ષ મળ્યુંરે;
પ્રેમ ધરી સત શાસ્ત્ર સિખો નર,
પ્રેમ દયા ધરિ પાપ બળ્યુંરે.
પ્રેમ દયા સુખનું મુળ છે નર,
પ્રેમથિ ગ્યાન મળેજ ઘણુંરે;

અમરચંદ કહે કર પ્રેમથિ,

એક દયા મુળ મોક્ષ તણુંરે. ૨
પ્રેમ ધરી કરજો સત સંગત,
દુર ગુણો તજિ દુર ખરારે;
પ્રેમ ધરી ગૃહ જોજ દયા નર,
જેથિ રહે અઘ ઓઘ પરારે.
પિંગળ પાઠ પુરાણ ભણો પણ,
બંધન થાય જ પાપ ઝરારે;
અમરચંદ કહે કર પ્રેમથિ,
એક દયા દૂર જન્મ જરારે. ૩

## પ્રેમ ધરીને ગુરૂતી સંગત કરવી.

## गुरू वर्णन.

## ગુરૂ જસરાજજી સ્વામિ વિષે.

### તોટક છંદ.

કર સંગત તું જસરાજ તણી,
દઈ જ્ઞાન કરે કર જૈન મણી;
ખટ સાથ સદા સુખ ભારિ લહે,
જસરાજ સદા સુરઈંદુ કહે. ૪
મહ બુદ્ધિ વળી મહ પંડિતજી,
સત માત તણી કિરતી જશજી
દઢ જ્ઞાન પીતા થકિ લાવ લહે,
જસરાજ સદા સુરઈંદુ કહે. ૫

વીર ધર્મ થકી સુખ લેજ સદા.
ભગનીય દયા નત જોજ કદા;
જીન ધર્મ સદા સિર ભાર વહે,
જસરાજ સદા સુરઈંદુ કહે. ૬
લલનાં તરા શાંતિજ છેક જનો,
સુત છે યક્ષમા મન તે જનનોર
મન જ્ઞાન સદા ગુર કેતુ ચહે,
જસરાજ સદા સુરઈંદુ કહે. ૭
કર પ્રેમ અસારથિ દુર રહે,
સજ સંગત તો અત્ર આત્ર દહે;
ગુણુ ગુર તણા કવિ કેમ કહે,
જસરાજ સદા સુરઈંદુ ચહે. ૮

---

## પ્રેમરસ તથા ધર્મ વિષે વર્ણુન.

### તોટક છંદ.

સુખ દાયક નાયક નાથ તમો,
ભવસાગર પાર જવાજ સમો;
મુજ નાથ અનાથ સનાથ થવા,
ભવસાગરની ભીર ઉતરવા. ૧૩
ધરૂં ધર્મ વળી એક જ્ઞાન થકી,
નથી દેહ અહી સ્થિરતાજ નકી;
નહીં ધર્મ વિના સ્થિર ઠામ ટરૂં,

દીન રાત સદા મન ધ્યાંન ધરૂં. ૧૪
ઘર કામજ કાજ તે વ્યર્થ ખરૂં,
નકી જ્ઞાન વિનાજ ઉદાસ ફરૂં;
ભટકો બહુ ભૂમિજ માહિ વળી,
ઉધરાયુંજ ઢાંકણી માંહી દળી. ૧૫
ગૃહી જ્ઞાન સદાજ ઉપાય કરૂં,
સત્ય ધર્મ વિનાન હવેજ ફરૂં;
ઘર શોભીત નાહિ દિવાજ વિના,
ત્યમ દેહન શોભિત ધર્મ વિના. ૧૬
પડી દીવટ જેમ દીવેલ વિના,
ત્યમ દેહ પડી જૈન ધર્મ વિના.
નહિં આ અવસાન સમોજ ચુકું,
નહિ એક ઘડી ધર્મ ધ્યાંન મુકું. ૧૭
દુઃખ દેહ ખમ્યોજ ઘણાજ ઘણું,
નહિ ધર્મ વિષે થયું જાણપણું;
કદિ વીસરૂં માનવ દેહ સમો,
મતિ મૂઢ થકી ભવ કુંપ ભમ્યો. ૧૮
ભટકી ભટકી ભવમાંહિ ફરૂં,
નહિ ધર્મ તણું દ્રઢ જ્ઞાન કરૂં;
તિરથંકર કૈવલ્ય સ્થાન ગયા,
ગુણ ધર્મ દયાફળ તેણેથી થયા. ૧૯
કહું કીરતી કેટલી એક જીભે,
જિનધર્મ ગૃહે અધદે નહીંભે;

જોડી પાણુ બેહુ સુર ઈંદુ કહે,
જિન ધર્મ ગૃહો અઘદુર રહે. ૨૦

## પ્રતિમા પુજવા વિષે.

### મનહર છંદ.

લાકડાની અસીલઈ સુરો સેના માંહી જાય,
કહો એ તે સુરો શેના કેટલી સંહારસે;
ચીતારે ચીતરી સર્સ પુતળીયો સદનમાં,
કહો એ તે સુંદરી અરથ કસો સારસે.
કંદોઇની કારીગરી ખાંડની બનાવી ગાડી,
કહો એ તે બોજ પંથ કેટશે વિદારસે;
તેમ કરી પાષાણુની પ્રતીમાને પુજે જન,
અમરચંદ કે એતો કેમ કરી ત.રસે.
માંદાને મોકલોવળી સેના માંહિસજ કરિ,
કહો એ તે માંદો અરિ મારસે કે મરસે;
સીલાતણું નાવ કરી તરવાને બેઠો નર,
કહો એ તે નાવ એને તારસે કે તરસે.
ચોર તણો સંગ કરી ધર્મ હરવાને ચાલ્યો,
કહો એને ધર્મ એ હરાવસે કે હરસે;
અમરચંદ કે તેમ પ્રતીમાને પુજે જન,
કહો એ અઘદૂર કરાવસે કે કરસે.

### ઇંદિવ છંદ.

સીરજટા ધરવે સુખ થાયજ,

તો વડ વૃક્ષ જટાજ ધરે છે;
વાની ભુસ્યાથિ મળે કદિ મોક્ષજ,
તો ખર કાગજ એજ કરે છે.
સીર મુડાવ્યા થકી શાંતિ મળે કદિ,
ગાડરડાં સિર મુંડિ ફરે છે;
દાઢિ ધરે દૂખ દુર રહે કદી,
દાઢિ સહી બકરાંજ મરે છે.
ઠંડક તાપ ખમેથી મટે અઘ.
તોતરૂ ઠંઠજ તાપ સહે છે;
અંબુજ સ્નાન થકી અઘ જાયજ,
તોમછ અંબુજ માંહિ રહે છે.
જાગણુ નીશિ કર્યાથિ મળે શિવ,
તો ઘુડ ઉંઘજ ત્યાગ કરે છે,
આસન શીર ઉંધેથી મળે શિવ.
તો વડવાં ગાડિ એમ ધરે છે,
તીલક તાણે ત્રીવિધી ટળે કદિ.
તોજ મુની વ્રત કેમ ધરે છે,
આગ માંહે બળવાથી દહે અઘ.
તો તન પતંગ ત્યાગ કરે છે,
સારૂં થશે જન તો નિજ કામજ.
જે સતની ચિત ચાહ ચહે છે,
અમરચંદ કહે નકી એકજ,
દયા થકી અઘ દૂર રહે છે,

# भाषानी कविता.

## सोरठा.

श्रावक बंधू नीत, हित हिय अति धारिके;
चारहु सवैये चित, मनन करिके बाचियो. १

## सवैया.

आदित भो तब काहि भयो जबहिं निशी कोन अंधेर मिटायो,
चंद भयो तब काहि भयो हे चकोर न कों नहि मोह पमायो;
मेघ भयो तब काहि भयो पपिहा को जबे न पियास बुझायो,
बोध सुन्यो तब काहि भयो जब पाप कछु नहि दूर करायो.
पंकज जाति फूलिय कहा जब बास लेनेकू मधूकन आयो,
धन्वंतर द्वार गये हु कहा फल आरत आप कछु न मिटायो;
निर्झर कंद मिले हु कहा जब चंतित आस कबु नहि पायो,
बोध सुन्यो तब काहि भयो जब पाप कछु नहि दूर करायो.
वेद पढ्यो वह भेदन जानत तो कछु वेद पढ्यो न पढ्यो हे,
दाम भयो जब नाम न राखत तो कछु दाम बढ्यो न बढ्यो हे;

जोग लहे जब भोग चहे तब कांम रिपु सें लढ्यो न लढ्यो हे,
साध मिले कछू धर्म न धारत तो कछू नेह चढ्यो न चढ्यो हे.
अरोग्य भयो जुं तबीब कू चाहत तो कछू रोग कढ्यो न कढ्यो हे.
देहसें चामर हे जब दूर तबे देह चाम मढ्यो न मढ्यो हे;
सुर भयो दर पेर न खेत तबे उर सुर गढ्यो न गढ्यो हे,
साध मिले कछु धर्म न धारत तो कछू नेह चढ्यो न चढ्यो हे.

## दोहा.

अमृत वचनो सुनके, पायो हरख अपार;
अद्य नास कहैये गुरु ऐसो कीयो विचार. १
कर जोडि स्तुति करि, अष्टक उचरि यह ठोर;
चकवा चाह तजि सबे, ज्यों चाहत हे मोर. २

## छंद भूजंग प्रयात.

नित्यानंद निर्मोहि सुखं सुकर्ता, दिनं पाप दूरें करंता विचंता;
नहे मान माया न तारं तरंति, यहे गुरु मेहनं मस्ते वदंति. १
गिरवाण वाणि वदे आप जीव्हा, निजात्मज रूपं पिछान्युं जशीवा;
महा पंडितं सुरजि सु दिसंति, यहे गुरु मे हं नमंस्ते वदंति. २

सदा चीत आनंद सुधं सरुपं, महा त्यागी वैरागी पाये भजेहं;
पुरा प्रेमसें एह मुर्ति लखंति यहे गुरूमे हं नमस्ते वदंति. ३
अघो ओघ दूरें भया बाक सुनि, अजु प्रेम हु ते मिले आप मुनिं;
सब बात सत्यंन किर्ती कहंति, यहे गुरु मेहं नमस्ते वदंति. ४
ग्रहि सार संसार दूरें कियो हे, अहो निश आनंद उरे लियो हे;
भये दर्सहि पाप दूरें जरंति, यहे गुरु मेहं नमस्ते वदंति. ५
दयालु दयावंत दिने सदाता, महा सुर संनास को पंथ साता;
ग्रहे बात सुद्धं असुंध बमंति, अहे गुरु मेहं नमस्ते वदंति. ६
सीलं सत्य शान्ती सीरे धारिलिने प्रणम्यं गुरु तुम वैराग्य भिने;
असीधार तुल्यंसु पथ्यं वाहंति, यहे गुरु मेहं नमस्ते वंदति. ७
नरागं नरोसंक कल्याणकारी, समत्ता सीढिसें लिनी मोक्षबारी;
बदंतिन मेकं मखीलं बदंति, यहे गुरु मेहं नमस्ते वदंति. ८
बदो स्तुति दिनं भूजा युग्म जोरि, क्रपा किजिये मुनिराजं बहारि;
सदा सुर इन्दू एसर्णं चहंति, यहे गुरु मेहं नमस्ते वदंती. ९

## दोहा.

नेह बढ्यो गुरुपें अति, यह अवसर यह ठोर;

खान पान सब परहरि, चाहत चंद चकोर. १

बोध करत हे तब गुरु, सब जन कों सुंनाय;

नेह धरि निकट रहि, सुन्यो वह चितलाय. २

## तस बोध बर्नन.

### दोहा. अने कार्थ.

हरि निकट हरि बसत हे, परतन हरिको भेद;

बाहिर हरि रस लेतहे, पामत हरि बिन खेद. ३

કમળની પાસે દેડકો રહે છે પણ તેને કમળની બાસની ગમ નથી ભ્રમર દુરથી રસલે છે ને તે ન મળે તો ખેદ પામે છે તેમ સાધુની પાસે રહેતો હોય પણ કાંઈ સમજે નહી તો શું કામનું છે.

तज माया माया चहो, माया कर हुं जग जंत;

यह माया में सारकः, तज माया को तंत. ४

જુગટા જેવી જગતની માયા છે તે તજી દીઓને પ્રેમ ઉરમાં ધરીને હે-ભવ્ય જીવો આ ખોટી માયામાં સાર નથી માટે તે ખોટી માયા તજી દીયે.

हरि मेंहरि जाके बस्यो, भयो हरि को बान;
हरि अयो तब धायके, कियो हरिको पांन. ५

ભમરો કમળની બાસ લેવા તેમાં ગયો તે ચંદ્ર ઉગતાં સુધી રહ્યો. એટલે કમળ બંધ થયું તેવામાં વાદરો દોડતો આવ્યો તે કમળને ખાઈ ગયો. તેમાંજ હે ભવ્યજીવો તમોને કાળ લઈ જવાનો છે.

भव भय मनमें धारिके, भवमें भव करि लेहु;
भवमें अंते जाहिबो, एहि बात चित देहु. ६

હે ડાહ્યા પુરૂષ મનમાં ભય રાખીને તું આ જન્મમાં કલ્યાણ કરી લે અંતે મોક્ષમાં જવું છે એ વાત ઉપર લક્ષ રાખ.

व्याव्याल करमें ग्रहि, चढ चो व्यालपें जाई;
व्याल निकट आयो तबे, अति अंतर अकूलाई. ७

મૂરખ માણુસ નાગ હાથમાં લઈને હાથી ઉપર ચઢયો પછી તે સિંહ પાસે આવ્યો અને ઘણું અકળાવા લાગ્યો. તેમજ મૂરખ જનો ખોટા અભિમાન રાખે છે. પણ કાળ આવશે ત્યારે કાંઈ રહેવાનું નથી.

कलागे कलाउ अब, कने कियो अति जोर;
क मम अकुला ते अबे, क लागे तब फोर. ८

અગ્ની લાગીને કહ્યું કે અહીં તાકીદ પાણી લાવો તેમાં પવને જોર કીધું પછી કહે મારો જીવ બહુ અકળાય છે એમ કહી માંથું ફોડવા લાગ્યો. તેમજ હે ભવ્ય જીવો આગ લાગશે ત્યારે કુવો નહી ખોદાય ને પછી પરતાવો થશે.

सठ जन सुध न होत कब, जो करहि सत संग;
साम रंग पट मजिठमें, चढे न दूजो रंग. ९

મુરખ માણસ સતસંગ કરે તોપણ સુદ્ધ થતો નથી જેમ કાળા રંગનું લુગડું મજીઠમાં નાખવાથી રાતું થતું નથી.

## छंद भूजंग प्रयात.

कहा रूप रंभा मिले नार सेंनं, कहा आपहिको भयो रूपमेंनं;
कहा म्हेलमें सुख भारि लहेगो, सबे एक दिनां तजिके चलेगो. १
कहा पार दद्धि वहे जोर आयो, कहा इंदिरा हुं अपारं बठायो
कहा मत्त मातंग भारि मिलेगो, सबे एक दिना तजिके चलेगो. २
कहा यारमें यारिसें माज माले, कहा वंदिको दांन कोटीक आले;
कहा देहकी दूख विना सबेगो सबेएक दिनां तजिके चलेगो. ३

कहा चौद वांनी पढी गुंन पायो, कहा हुनरं आपहिसें उठायो;
कहा जोग जंत्रं अपारं पढेगो, सब्रे एक दिनां० ४
कहा जोग माला धरि जाप जप्पे, कहा दनिका लोग को दूख कपे
कहा जुग सेसं आदेहि जियेगो, सबे एक दिनां० ५
कहा कुलमें जुं वडो मान पायो, कहा लोहको हेम आपें वनायो;
कहा मंदिरं हाटकं सो वनेगो, सब्रे एक दिनां० ६
कहा आपकी छोंनीमें आन माने, कहा तेज तपे पतं प्रमाने;
यहे पानिका पुरसें जु वहेगो, सबे एक दिनां० ७
कहा कूंजरं की ग्रहे हार होति, कहा पाखरंपे चढे साच मोती,
कहा हेम दंडंछमा हु पढेगो, सबे एक दिनां० ८
कहा सेठ होवे यना नोकरूको, कहा तात होवे घना पुतरुको;
कहा तीय अनंत को नाथ हेगो, सबे एक दिनां० ९
कहा मृत्यकों आप जोरे जीवायो, कहा गिरिकों तोर केहु उडायो;
कहा ग्यांन वातं वहोरि कढेगो, सबे एक दिनां० १०
कहा काशि केदार को दर्ष कीनो, कहा गंग तट्टे कोटि दान दिनों;
कहा छाप तिलकं अंगे धरेगो, सबे एक दिनां० ११

सदा स्वामि सुर्जि वहे ध्यांन धरनां, दया दिल धारि कछु नांही कर्नां
सुरें न्दू सदा जैन पंथे वहेगो, सबे एक दिनां० १२

दोहा.

काव्य न जानत सुपन में, नयो चढ्यो हे रंग;
धरापति को बोध यह, मम गुरु माधवसिंग. १

સમાપ્ત.

# આંબાની હકીકત.

સંવત ૧૭૧૬ ની સાલમાં અમદાવાદ પાસે શરખેજ ગામમાં ધરમદાસજી રહેતા હતા તેમના પીતાનું નામ જીવણ પટેલ હતું જ્ઞાતે ભાવસાર હતા ધરમદાસજી પેહેલાંથીજ ભાગ્યશાળી હતા તેણે લોંકાના જતી પાસે સુત્રનો અભ્યાસ કીધો તેથી જૈન શાસ્ત્રના નીપુણ થયા બહુ શાસ્ત્ર ભણવાથી દીક્ષા લેવા ધાર્યું પણ હાલ સાધુ ઘણા મોકળા શાધુના ધર્મથી ફરે છે તેથી તે સાધુ પાસે દિક્ષા ન લેવી. અને સારા સાધુ પાસે દિક્ષા લઉ એમ ધારી સોળ જણ સંઘાતે દીક્ષા લેવા અમદાવાદમાં લવજી અણગાર પાસે આવ્યા પણ ધરમ ચરચા કરતાં, સાત બોલનો ફેર આવ્યો તેથી ત્યાં દીક્ષા ન લીધી અને તેજ ગામમાં ધરમસી મુની દરીયાપરી સાધુ પાસે આવ્યા ત્યાં ચરચા કરતાં ૨૧ બોલનો ફેર પડયો તેથી ત્યાં દીક્ષા ન લીધી અને ભગવંતની શાખે સીધાંત પ્રમાણે પોતાને હાથ ૧૬ જણ સંઘાતે દીક્ષા લીધી. પછી દેશોદેશમાં ફરી વીહાર કીધો થોડી મુદતમાં ૯૯ શીષ્ય થયા ઘણો પરીવાર વધ્યો.

તે નવાણું ચેલામાં એક રૂગનાથજી સ્વામીનો શિષ્ય ભીખણજી કરી હતા તે સાધુ પણી ઉનું વોરી લાવ્યા તેમાં

અચાનક ઊંદર પડયો તેથી ગુરૂએ કહ્યું જે જતનાએ ક-હાડો જતનાએં ઊંદર લેતાં ઘણું ઊનું પાણી તેથી ઊંદર મરી ગયો ગુરૂએ કહ્યું જે પંચદ્રીનું પાપ લાગ્યું તે વારે ભીખણજી ચેલે કહ્યું જે મેં ઊંદરને માર્યો નથી તેનો આ-વખો તુટવાથી મુવો છે અને ઊંદર જેવા ૧૮ પાપ શેવના ર વીકળ જીવને ઉગારવામાં શું નફો છે એમ ગુરૂ સાથે અવળી પરૂપણા કરી તેર સાધુને કુમતી દઈ ગુરૂથી જુદો નીકળા તેરાપંથી તે સાધુ ભીખણજી કેવાણા. અને માર-વાડ ગીઓ ત્યાં દયાધરમ ઉથાપ્યો તે ભીખણજી ને ગુરૂએ વોશરાવી. આરપાણી જુદો કર્યો. તે સંવત ૧૮૧૫ ના ચૈ-તર શુદ ૯ શુકરવારે નીશરા અને શાસ્ત્ર વિરૂદ્ધ પરૂપવા લાગ્યા કે જીવને છોડાવે તેને ૧૮ પાપ લાગે એમ સાંભ-ળતાં તે તેર સાધુમાંથી રૂપચંદજીએ જાણ્યું જે તેરાપંથી-માં સાર નથી.

તેમ જાણી સંવત ૧૮૧૬ ની શાલમાં તે ગચ્છ છોડી દીધો. સંવત ૧૮૩૬ માં પાલણપુરના શ્રાવકોએ તેરાપંથી મત અસત્ય જાણી છોડી દીધો ધરમદાશજી સ્વામીના ૯૯ ચેલામાંથી ૯૮ ચેલા મારવાડ મેવાડ માળવા પંજાબ તરફ વીહાર કીધો. હાલ ૨૨ હોલનામે ઓળખાય છે અને મો-ટાચેલા એક મુળચંદજી સ્વામી ગુજરાત વીગેરે ઘણા દેશ-

માં ફરા અને ઘણો ધરમ વધારો અને તેના સાત ચેલા થયા તેના નામ ૧ ગુલાબચંદજી સ્વામી, ૨ પંચાણજી સ્વામી ૩ વનાજી સ્વામી ૪ ઇંદરજી સ્વામી ૫ વણારસી સ્વામી ૬ વીઠલજીસ્વામી ૭ ઈચ્છાજી સ્વામી. એ સાત ચેલા મહાપંડીત હતા. અને તે સાતે ચેલા સંવત ૧૮૪૫ સુધી ભેગા ગામો ગામ દેશો દેશ વીચરતા ત્યાં સુધી એક મુલચંદજી સ્વામીનો પરીવાર કેવાતો તેવામાં તે શાલમાં સાતે ચેલા જુદા જુદા ગામમાં ગાદીધર કેવાણા તે નીચે કહે છે. તેમાં બીજા ગુરૂભાઈ પંડીત પુંજરજી મહારાજ પંચાણજી સ્વામી તેના શીષ્ય રતનસી સ્વામી તેના શીષ્ય પુજરજી ડુંગરશી સ્વામી શ્રી ગોંડલ બીરાજી ગાદીધર કેવાણાં પંડીત વનાજી સ્વામીના શીષ્ય કાનજી સ્વામી બરવાળે ઘેલાશાને ત્યાં બરવાળા સંઘાડો કેવાણો પંડીત વીઠલજી સ્વામી તેના શીષ્ય ભુશણજી સ્વામી તેના શીષ્ય વશરામજી સ્વામી ધ્રાંગધ્રા બીરાજી ધ્રાગધ્રા સંઘાડો કેવાણો પંડીત વણારશી સ્વામી તેના શીષ્ય જેશંગજી સ્વામી તથા ઉદેશંગજી સ્વામી શ્રી ચુડા બીરાજી ચુડાસંઘાડો કેવાણો પંડિત ઈદ્રજી સ્વામીના શીષ્ય કરશનજીસ્વામી શ્રી કછ પધારા તેથી કછી સંઘાડો માંડવી બંદર બીરાજા સાતમાં ગુરૂભાઈ પંડીત ઈછાજી

સ્વામી લીબડી બીરાજ્યા ત્યાંથી. તેના શીષ્ય રામજીસ્વામી શ્રી મારવાડમાં શ્રી ઉદેપુરમાં બીરાજી મારવાડમાં વીચરી રહ્યા એમજ લીંબડી ખાલી રેવાથી કોઈ સાધુ નહીં તેથી ઈછાજી સ્વામીજીના ગુરૂભાઈ મોટેરા ગુલાબચંદજી સ્વામીના શીષ્ય વાલજી સ્વામી તેના શીષ્ય હીરજી સ્વામી તેના શીષ્ય કાનજીસ્વામી ગુજરાત તથા ઘેલાશાના બરવાળા વીગેરે ઘણા ગામમાં વીચરતા હતા તે હાલમાં ઉપર બતાવેલા કાનજીસ્વામીના શીષ્ય અજરામર જીસ્વામી લીંબડીએ બીરાજી લીંબડી સંઘાડો કેવાણો.

## ડુંગરશી સ્વામીની ઈયાદી.

મુળ ગામ મેદરડા ત્યાંથી ચોરવાડ ત્યાંથી દીવબંદર તીહાં પીતા કમળશી માતા હીરબાઈ બેન. ભાણેજ હીરાચંદ, ભાણેજી માનકુંવરબાઈ વીગેરે વીગેરે ઘણો પરીવાર જાતે દશાશ્રીમાળી વાણીયા, ડુંગરશી સ્વામીનો જનમ સંવત ૧૭૯૨ માં અને દીક્ષા સંવત ૧૮૦૯ માં ૧૭ વરશની ઉમરમાં દીક્ષા લીધી. ૮૪ વરશની ઉમર પાળી સંવત ૧૮૭૬ દેવગત થયા. માતા, બેન, ભાણેજી, ભાણેજ, એ ચાર સાથે લીધી.

# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં નામ

## કામદાર ડાહ્યા અંદરજી મારફત. ધોરાજી.

| | | | |
|---|---|---|---|
| કામદાર. ડાહ્યાભાઈ અંદરજી. | ૧ | માસ્તર. બાવા નથુ. | ૧ |
| કામદાર. પોપટ વનમાળી. | ૧ | કારકુન. હકમીચંદ. | ૧ |
| વલભજી ખેચર. | ૨ | માસ્તર. દેવકરણ કમળશી. | ૧ |
| ભાઈ. રામજી પ્રાગજી. | ૧ | માસ્તર. ડોસા ઝવેરેચંદ | ૧ |
| સા. નેમચંદ ખીમજી. | ૧ | માસ્તર નરભેરામ કરમચંદ. | ૧ |
| ભાઈ. નાનજી. | ૨ | કુલ નંગ. | ૧૩ |

## પારેખ જીવરાજ મનજી મારફતે ગોંડલ.

| | | | |
|---|---|---|---|
| પારેખ. જીવરાજ મનજી. | ૫ | પીપરીયા. કાનજી વીરજી. | ૧ |
| મોદી. રણછોડ ધારશી. | ૫ | માઉ. માધવજી કેશવજી. | ૧ |
| માઉ. ભવાન પ્રેમજી. | ૪ | કોઠારી. ગોકળ માવજી. | ૧ |
| માઉ. લાલા નારણજી. | ૩ | કોઠારી. કરશનજીગોવા. | ૧ |
| ગોડા. જુંઠા કેશવજી. | ૨ | માઉ. વીરપાળ જાદવજી. ભરવાડ. | ૧ |
| મોદી. ધીરજલાલ પ્રાણજીવન. | ૨ | કોઠારી. ન્યાલચંદ વલભજી. | ૧ |
| મેતા. વજપાળ મોનજી. | ૬ | પારેખ. માણેકચંદ કેશવજી. | ૧ |
| મોદી. વનમાળી ખોડા. | ૧ | સા પ્રાગજીમાધવજી.જામનગર. | ૧ |
| સેઠ.નરભેરામ વર્ધમાન. માસ્તર. | ૧ | મેહેતા. કપુરચંદ મુળચંદ. જા. | ૫ |
| કોઠારી. માણેકચંદ કાનજી. | ૧ | માઉ. પાનાચંદ ગોપાળજી. | ૪ |
| માઉ. દામોદર ભાઈજી. | ૧ | સા. ખેહેચર મોતીચંદ. | ૩ |
| માઉ. મુળજી જીવન. | ૧ | કોઠારી. જશરાજ મોરારજી. | ૨ |
| માઉ. તારાચંદ મુળચંદ. | ૧ | રા. મોતીચંદ નંદલાલ. | ૨ |
| દોસી. ભીમજી તેજસી. | ૧ | મા. જીવા અદાણી. | ૨ |
| માઉ. દેવકરણ ઉકા. | ૧ | મા. લખમીચંદ જાદવજી. | ૨ |
| માઉ. સામજી માધવજી | | સા. ખીમજી ભીમજી. | ૨ |
| પીપરી. આ મુળજી માધવજી. | ૧ | કોઠારી. ત્રીકમજી કાનજી. | ૧ |
| પીપરીયા. હંસરાજ શવજી. | ૨ | માઉ. શામળજી વસ્તા. | ૧ |

| | | | |
|---|---|---|---|
| માઉ. અભેચંદ સોમજી. | ૧ | ખીમજી ભીમજી ગોડા. | ૧ |
| ટોકર ખીમા. | ૧ | દો. કરસનજી બેચર. | ૧ |
| કોઠારી. કેશવજી સામજી. | ૧ | કોઠારી. ભુરા વીરપાળ. | ૧ |
| મોતીચંદ ઓધવજી. ગોડા. | ૧ | દોસો મોનજી પ્રેમજી. | ૧ |
| ખોડીદાસ તલસા. | ૧ | દલાલ. પોપટ વીરજી. | ૧ |
| મોદી કાળા તેજસી. | ૧ | દલાલ. લાધા જગજીવન. | ૧ |
| ગોડા. દુલભજી પ્રેમજી. | ૧ | માઉ. દેવકરણ માવજી. | ૧ |
| પારેખ. માણેકચંદ વેલજી. | ૧ | કોઠારી. લકમીચંદ કુરજી. | ૧ |
| સંઘાણી. ધારસી પરશોતમ. | ૧ | માઉ. વીરચંદ જગજીવન. | ૧ |
| કોઠારી. રવજી વલભજી. | ૧ | કોઠારી. ચત્રભજ ટોકર. | ૧ |
| દેશાઈ. વનમાળી ડોસા. | ૧ | કોઠારી. હરખચંદ નથુ. | ૧ |
| વાલજી વીઠલ. પરાનાળા. | ૧ | કોટડીઆ ડોસા સીરાજ. | ૧ |
| કોઠારી. નીમચંદ હીરાચંદ. | ૧ | દોસી. મુળચંદઝીણા. | ૧ |
| કોઠારી. માણેકચંદ ગોકળ; | ૧ | માઉ. લખમીચંદ કચરા. | ૧ |
| કપુરચંદ ગોવરધનદાસ. | ૧ | શેઠ. દેવજી અજરામર. | ૧ |
| ખત્રી. ગોકળદાસ ગોવરધનદાસ. | ૧ | દેશાઈ. લીલાધર ડોસા. | ૧ |
| રૂગનાથ કમળશી. | ૧ | પારેખ. ગોરધન ગોપાળજી. | ૧ |
| શેઠ. ભુરા. ઊ. હરીશંકર જેઠા. | ૧ | શેઠ. લખમીચંદ ઠાકરસી. | ૧ |
| માઊ. માનસંગ નાનજી. | ૧ | પારેખ. પાનાચંદ વીરજી. | ૧ |
| ( કુવાડીઆ. ) | | માઉ. વણારસી તલાસી. | ૧ |
| હીરાચંદ ઓધા. | ૧ | જગજીવન ખીમજી. | ૧ |
| બોટાદરા, કલ્યાણજી ઓધવજી. | ૨ | દોસી. હીરાચંદ સંઘજી. | ૧ |
| બાઈ. ગોમતી. | ૧ | માઉ. પ્રાણજીવન ગોવીદજી. | ૧ |
| કોઠારી. રણછોડ વલભજી. | ૧ | માઉ. પચાણ મોરારજી. | ૧ |
| માઉ. શામળજી ખોડા | ૧ | વકીલ. પાનાચંદ સીરાજ. | ૧ |
| દોસી. ન્યાલચંદ વલભજી. | ૧ | પુંજાણી. માણેકચંદ માવજી. | ૧ |
| કોઠારી. દુલભજી દેવજી. | ૧ | મા. ભુરા ભવાન. | ૧ |
| માઊ. કડવા શામજી વેકરી. | ૧ | મારતર. નરભેરામ કેશવજી. | ૧ |
| હેમચંદ નારદજી. | ૧ | ઉચાટ. પ્રેમજી જશરાજ. | ૧ |

| | | | |
|---|---|---|---|
| ન્યાલચંદ લખમીચંદ. | ૧ | ભરવાડા અવચળ કેશવજી. | ૧ |
| ઘેલા લાલજી. | ૧ | મા. દામોદર માવજી. | ૧ |
| મોદી. પ્રમાણંદા ઝવેરચંદ. | ૧ | કોઠારી. રૂપચંદ ગોકળ. | ૧ |
| કપુરચંદ વશ્રરામ. ભરવાડા. | ૧ | દોસી અંદરજી ડાહ્યા. | ૧ |
| કોઠારી. મણીશંકર ધારસી. | ૧ | મા. વીઠલ ડાયા. | ૨ |
| કોઠારી હકમીચંદ રણછોડ. | ૧ | મા. કપુરચંદ ભવાન. ખોખરીવાળા. | ૧ |
| માણ્ડ જીવન લખુ. | ૫ | | |
| કોઠારી દેવજી શવજી. | ૧ | ભરવાડા. મુલચંદ જાદવજી. | ૩ |
| કોઠારી. મુરજી જીવરાજ. | ૨ | દોસી. હકમીચંદ કલ્યાણજી. | ૧ |
| મં. જેચંદ હરખા. | ૧ | કુલ એકંદર. | ૧૫૦ |
| શવાણી પ્રજાવન હરજીવંન. | ૧ | | |

## વોરા વીરજી વાલજી મારફત મુંબાઈ બંદર.

| | | | |
|---|---|---|---|
| શા. અમરચંદ વીરજી માંગરોલ | ૧૦ | સા. કરશનદાશ માવજી. પોરબંદર. | ૧ |
| શા. મદનજી જાુડા. | ૧૦ | સા દેવકરણ કલ્યાણજી. કલ્યાણી | ૧ |
| શા. વનરાવન સેસકરણ પોરબંદરવાળા. | ૫ | સા. કાળીદાસ વલભજી. ભાયાવદર. | ૧ |
| બાઈ. રંભા તે શા.દેવજી રાઈચંદની દીકરી. હી. શા. નેમીદાશ હેમચંદ, | ૫ | સા કાળીદાશ લખમી ચંદ. પોરબંદર. | ૪ |
| શા. લીલાધર ઝવેરચંદ, વેરાવળ | ૪ | સા. ધરમચંદ ઝવેરચંદ. | ૩ |
| શા. જવરાજ હરીદાસ. પોરબંદર | ૨ | સા. હરીદાસ જવરાજ. પોરબંદર. | ૧ |
| સા. કચરા માણેકચંદ માંગરોર. | ૨ | સા. સેસકરણ પ્રાગજી. સદર. | ૧ |
| સા. ચત્રભુજ સોમજી. | ૪ | સા કાળીદાશ રતનસી. | ૧૦ |
| સા. તારાચંદ વાલજી. માગરોળ. | ૨ | સા. જગજીવંન રણછોડ.મકાણી. | ૧ |
| સા. રામચંદ પ્રેમજી. પોરબંદર. | ૧ | સા. પરસોતમ શવજી. | ૧ |
| સા. વીરજીકલ્યાણજી. વેરાવર. | ૧ | સા. મલુકચંદ. | ૧ |

સા. લાલજી વસનજી. ૫
સા. ફુલચંદ રાગજી. ૧
સા. ચનતજ કચરા, ૧
સા. ધનપાળ જયપાળ. ૧
સા. ધરમચંદ ઝવેરચંદ. ૩
સા. લીલાધર જવરાજ. ૧૦
સા. કાળીદાશ પુરશોતમ. પડધરી. ૧

કુલ એકંદર. ૯૭

## પરચુરણ સહીઓ થએલી તે.

મારૂ. લાધા જેચંદ. થોરડી. ૧
દેશાઈ. વીરજી અમરસી. મેગણી. ૧
મા. કડવા વાલજી. બારેડી. ૧
મા. જેઠા નારણજી દાલીઆ. ૧
પારેખ. દયાળજી ગીદા. ૧

## दोहरो.

समतल तन ममता तजू, ठंडु अकु धारमधार;
समा रूपीयूं अङ्ग आ, हाथि ग्रहो मुकधार. १

असीबंधमां.



दोहरो

परहर पर घर मार नर, धर शीर हीरलाल;
मरपर नरहर मरनाछे, रमा रंग रत्नाकर- १
इति मोर बंधमां.

## દોહરો.

નમેં પ્રભુને સર્વ જન, પ્રીત સહીત તન મન;
ક્રો ક્રોધ સર્વ સહન, પામો પર્મ આસન. ૧

ઇતિ નાગ શિશુ બંધમાં.



# सुची पत्र.



આ ચોપડી નીચે લખેલ ઠેકાણેથી મળશે.

**મેગણી**—રચનાર તથા છપાવનાર તથા પુ૦ ભટ માધવજી મુળજી તથા પુ૦ ભટ જટાશંકર હીરજી.

**મુંબઇ**—વોરા વીરજી વાલજી. ઠે. શા. અગરચંદ પ્રાગજીની દુકાને બારકોટ.

**ગોંડલ**—પારેખ જીવરાજ મનજી ઠે. તેમની દુકાને.

આ શીવાય અમારે ત્યાં જૈનધર્મ તથા વૈષ્ણવ ધર્મના તથા સંસકૃત તથા ગુજરાતી વારતાઓ વીગરે ઘણી જાતનાં પુસ્તકો મળશે. જેને જોઈએ તેમણે વેલ્યુપેબલથી મોકલવામાં આવશે. કીંમત વ્યાજબી લેશું.

**પુ. કપુરચંદ ભવાન.**

**મુ. મેગણી.**